# નિવેદન

આ કોઈ પણ પ્રકારનો ગ્રન્થ નથી, તો પછી તેને પ્રસ્તાવના તે શેની હોય? તે તો માત્ર બે નાનકડા નિબંધ માત્ર છે પં સુખલાલજીના 'હિન્દી પંચ પ્રતિક્રમણ' માંથી આ બે નિબંધો લીધા છે અને તેનો ગૂજરાતી અનુવાદ અમે કર્યો છે અને તેને અંગે 'આવશ્યકના કર્તા સંબંધી મારા વીચારોનું પુનરાવર્તન' વાળો ભાગ તેમણે પોતે નખ્યો છે

પ્રથમ નિબંધ 'નવકાર મંત્ર યા પંચ પરમેષ્ઠી' ના વિષય સંબંધે છે તે દાખલ કરવાનો હેતુ માત્ર એટલોજ છે કે પંચ પર-મેષ્ઠીના સ્વરૂપનું સાચું ભાન આપણને થવા પામે લેખકે પ્રથમ તો 'પરમેષ્ઠી' ની વ્યાખ્યા બતાવી સામાન્ય જીવ અને પરમેષ્ઠી વચ્ચેની તારતમ્યતા બતાવી છે તે પછી સામાન્ય જીવનું નિશ્ચય અને વ્યવહાર દૃષ્ટિએ સ્વરૂપ આલેખ્યું છે, તેટલું કર્યા પછી આ સ્વરૂપને અન્ય દર્શનકારોએ લખેલ જીવના સ્વરૂપ સાથે સરખાવવા નાનકડો પ્રયત્ન સેવ્યો છે જીવના સ્વરૂપની અનિર્વચનીયતા અને તે એક

અનાદિ સનાતન તત્ત્વ છે તે વિચાર જો કરી તેને અત્યાગના નેતા નિકાનો કેવા પ્રકારના હોય છે તે પણ સ્પષ્ટ કર્યું છે અને પછી આ વિચારના મત્યની પ્રતીતિ કરવાનો માર્ગ 'સ્વાનુભવ' પણ બતાવી દીધો છે પ મેઠીનુ સ્વરૂપ અહીંથી શરૂ થાય છે જેમાં અરિહન્ત અને સિદ્ધનુ વિગેરે સ્વરૂપ નિશ્ચય વ્યવહાર અને કૃતકૃત્ય તાની અપેક્ષાએ વિચાર્યું છે આટલીજ સૂક્ષ્મતાથી આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ત્રણના સ્વરૂપનુ પણ વિવેચન કર્યું છે છેવટે 'નમસ્કાર' તે શું? તેના પ્રકાર કેટલા? અને તે કરવાનો હેતુ શો? આ પ્રશ્નોનો પણ સક્ષેપમા વિચાર કર્યો છે અને ઉપકાર કરતા પૂર્વાનુપૂર્વી અને પશ્ચાનુપૂર્વી ક્રમનો તફાવત દર્શાવી 'સિદ્ધ' ને પ્રથમ નમસ્કાર કરવાને બદલે અરિહન્તને પ્રથમ નમસ્કાર કરવાનુ કારણ જે વ્યવહારિક પ્રધાનતા તે સ્પષ્ટ કરી બતાવ્યુ છે

દ્વિતીય નિબંધ આવશ્યક અર્થાત્ પ્રતિક્રમણ' ની ક્રિયાના વિષય સબધે છે આ ક્રિયાને લગતી સમજુતી રજુ કરવાનુ પ્રયોજન તેમાં રહેલી પ્રાચીનતા ભાવમયતા આદિ વાચક ગણ સમક્ષ મૂકવાનુ એજ છે, આ નિબધમા લેવાયેલ પરિશ્રમ સફળ છે કે કેમ તે અમે તો શી રીતે કહી શકીયે? બ્તા અમે વાચક ગણને એટલી વિનતિ કરી લઇયે કે આ નિબંધ હતાવળે વાંચવાને બદલે પૂર્ણ શાતિના સમયમા એકાગ્રતાપૂર્વક વાચે વિચારે અને માનસશાસ્ત્રના નિયમોનો ક્રમ જે અભ્યાસક દ્રષ્ટિએ આવશ્યક ક્રિયાના ઉપપત્તિક્રમમા' અપાયો છે કે કેમ તેની તુલના વાચક પોતેજ કરી લે.

પ્રથમ તો પહેલો સમગ્રના આવશ્યક કર્મની સમાલોચના કરી આ ક્રિયાની પ્રાચીનતા સિદ્ધ કરવા પ્રયત્ન થયો છે પછી તે ક્રિયાની વ્યાખ્યા અને તેના આધ્યાત્મિક સ્વરૂપ છે પ્રત્યેક આવશ્યકનુ સૂક્ષ્મ સ્વરૂપ આપણા ચિંતન અને મનનપૂર્વક અભ્યાસ દ્વારા અનુભવી શકાય તેમ છે કે નહિ તે વાચકના અનુભવ વિષય છે ત્યા પછી

આવશ્યક ક્રિયાના ક્રમના સબંધી વિચારણા છે અને તેને અંગે દરેક આવશ્યકનુ સૂક્ષ્મ પૃથક્કરણ કરાયુ છે આ ઉપરાન્ત આ ક્રિયા ધાર્મિક હોવા છતા વ્યવહારિક અને આધ્યાત્મિક પણ છે તેનુ પ્રતિપાદન સ્પષ્ટતાપૂર્વક થયેલુ વાંચકને આમા જણાશે

ત્યારપછી ચર્ચાસ્પદ વિષયો દાખલ થાય છે, 'પ્રતિક્રમણ' શબ્દે 'આવશ્યક'નું સ્થાન ક્યારે અને કેવે પ્રકારે લીધુ તેના વિચાર પછી પ્રતિક્રમણની પદ્ધતિ અને તેના અધિકારીનું સ્વરૂપ આવે છે, જેમા ચોથા આવશ્યક 'પ્રતિક્રમણ' સબધી વિચારણા છે આ વસ્તુ પરત્વે આપણી માન્યતા ગમે તે હોય, પરન્તુ આ વસ્તુ વિચારણીય તો છેજ પ્રતિક્રમણ પર થતા જુદા જુદા આક્ષેપોનો વિચાર કરી તેના સચોટ ઉત્તર દઈ આપણી આવશ્યક ક્રિયાને અન્ય દર્શનકારોના શાસ્ત્ર માની તે પ્રસગની ક્રિયાઓ સાથે સરખાવવાનો પણ પ્રયત્ન થયો છે આ પ્રયત્નનો કોઇ વિરોધ પણ કરશે, પરન્તુ તુલનાત્મક શાસ્ત્ર જ્ઞાનની આપણે જરૂર હોવાથી આ પ્રસગે આ વસ્તુને મૂકી દેવી તે અમોને યોગ્ય લાગ્યુ નથી ત્યારપછીનો 'આવશ્યકનો ઇતિહાસ' તો ખાસ ચર્ચાસ્પદ વિષય છે, આ વિષયના સબધમા અમારૂ જ્ઞાન સકુચિતજ છે અને તેથી તે નિર્વિવાદ સત્યજ છે એમ માની લેવાનુ નથી પરન્તુ અત્યારના મળતા સાધનોથી જે પ્રકાશ પડી શક્યો છે તેનું તે તો દિગ્દર્શન માત્ર છે ત્યારપછી મૂલ આવશ્યક સૂત્રોની પરીક્ષણ વિધિ અને પ્રક્ષિપ્ત ભાગની તુલના સબધી વિચાર છે, આ વિચાર પ્રક્ષિપ્ત ભાગને કે ક્રિયાના મહત્વને ઉતારી પાડવાના હેતુથી લખાયો નથી પરન્તુ આ વસ્તુ સાધન પ્રાપ્ત થયા તે આધારે વિચારપૂર્વક લખી છે, છતાં તેમા સ્ખલના હોવાનો સભવ છે તેથી 'तत्त्वं तु केवलिनो विदन्ति' અર્થાત્ ખરી વસ્તુ તે સબધમાં શુ તે સર્વજ્ઞ જાણે ત્યારપછી આવશ્યકના ટીકા ગ્રન્થોનોવિચાર કર્યા પછી દિગબરોના 'આવશ્યક ક્રિયા' ને લગતા ગ્રન્થોનો વિચાર કરી આ નિબધ પૂર્ણ કર્યો છે

પ. સુખલાલજીએ આ માટે જે અનુજ્ઞા અમને આપી અને જે 'પુનરાવર્તન' લખી આપ્યું તે બદલ અમે તેમનો ઉપકાર માનીયે છીએ

સુબોધાના આદરણીય સમક્ષ આ નાનકડી ભેટ મૂકતાં હર્ષ ને ખેદ એ બન્ને થાય છે હર્ષ એટલાજ માટે થાય છે કે જૈન દર્શનના પ્રામાણિક અભ્યાસ માટે આ પ્રાથમિક જ્ઞાનનો ગ્રન્થ તેમને પ્રાપ્ત થાય છે પરન્તુ કેટલા આ વિષય સમજી શકશે અને તેમાં રસ લેશે તેનો અમને ખ્યાલ ન હોવાથી તેમજ જૈન પ્રજાને આવા ગ્રન્થોના અભ્યાસની ટેવ ન હોવાને લઇ આ નાનકડી ભેટ ઘણે ઠેકાણે અભરાઇ પરજ પડી રહેશે એ વિચાર અમને ખેદ ઉપજાવે છે આમ છતાં પણ સારૂં, ઉપયોગી અને તાત્ત્વિક સાહિત્ય જનસમાજ સમક્ષ રજુ કરી તે દ્વારા વિચાર ધારા અને જીજ્ઞાસાનો વિકાસ સાધવો એ પણ એક શુભ પ્રયત્ન છે અને તેથી આ પ્રયત્ન અમે સેવ્યો છે

દૃષ્ટિદોષથી, છાપખાનાની ભૂલથી કે નજર દોષથી જે કાંઈ સ્ખલના થઇ હોય તે સુધારી લઇ વાંચવા અમારા વાંચકોને ભલામણ છે કોઇ પ્રકારે મોટી ભૂલ જણાય તો તે અમોને સૂચવશે તો તે સુધારવાની તક પણ અમે લઇશું આમ કોઇ પણ પ્રકારની ભૂલ માટે અમે 'मिथ्या मे दुष्कृतम्' દઇએ છીયે

અનુવાદક



# માસિક અંગે અમારૂં વક્તવ્ય

આ પુસ્તક ગ્રાહક ગણ સમક્ષ રજુ થશે ત્યારે આ માસિક લગભગ બાર માસ પૂરા કરશે, તે અંકોનો આદ્યંત અભ્યાસ કરી કોઈ પણ લેખક બંધુ તે સબંધમાં સમાલોચના મોકલી આપશે તો અમે તેનો ઉપકાર માનીશુ અમારી ભાવના ગમે તેમ ગાડુ ગબડાવ્યે જવુ એ નથી પરન્તુ વિકાસ સાધવો એ છે અને તેથી કોઈ પણ નિષ્પક્ષપાત લેખક માસિકના ધોરણમાં સુધારો કરવાની દૃષ્ટિએ જે કાંઇ લખી મોકલશે તે પર પૂરતુ ધ્યાન આપવાનુ અમારા વાચક વર્ગને કહેવાપણુ નજ રહે

માસિકની છપાઇ, કાગળ, ભેટનુ પુસ્તક અને તેનુ કદ આદિપરથી વાચક જરૂર જોશે કે તેમા શી નવીનતા છે, છતા તેનુ લવાજમ કેટલુ છે તે પણ સાથે સરખાવશે. નફો કરવાની અમારી ભાવના નથી, નફો રહે તો વધારે ફોર્મનુ વાચન ગમે તે રૂપમા આપવા અમે તૈયાર છીયે પરન્તુ હજી માસિક પગભર તો નથીજ તે છતા શુદ્ધ વસ્તુ, શુદ્ધ ભાષા અને શુદ્ધ સાહિત્યનો પરિચય આપવા અમે પ્રયત્ન તો સેવ્યો છે, અમારી તે ફરજ છે એટલે તે માટે

અમારે કાંઇ કહેવાનુ હોયજ નહિ તો પણ ગ્રાહકોનો સારો ટેકો હોય એવુ અમે ઇચ્છીયે છીયે લવાજમ ભારે નથી એટલે વસ્તુ ભાષા અને સાહિત્ય ઉપરાન્ત આ વિચાર ધારાની જરૂરિયાત જો સમાજને લાગતી હોય તો ગ્રાહકોમા વધારો કરવા અમારા વાચકો પ્રયાસ કરે આ વિનતિ અમે દીનભાવે કરતા નથી, તે પ્રમાણે વિનતિ કરવા કરતા આ માસિકનુ અસ્તિત્વ ન હોય તેની પણ અમને ચિન્તા નથી પરન્તુ જેને તેના નજીવા લવાજમના પ્રમાણમાં તેનાથી થતી અલ્પ સેવામાં શ્રદ્ધા હોય અને તે દ્વારા તેની ઉપયોગિતાની પ્રતીતિ થઇ હોય તેજ વાચકોને અમારી ઉપયુક્ત વિનતિ છે

કોઇ કહે છે કે આપણી કોમને માસિકો કે સાપ્તાહિકોની જરૂર નથી કારણકે તેઓ વિતંડાવા જગાવે છે પ્રશ્ન એ થાય છે કે આવા પત્રો નહિ હોય તો શુ આ પ્રકારનો વિતંડાવાદ ઓછો થશે ખરો ? ભગવાન શ્રીમહાવીર દેવના સમયમા કયા પત્રો હતા ? છતા નિન્હવ તો અસ્તિત્વમા આવ્યો અને ત્યારપછી પણ તેજ દશા ચાલુ હી એમ ઈતિહાસ સાક્ષી પુરે છે છતા તેવા અવસરના સમયમા પ્રકાશ દેનાર વ્યક્તિઓ પાકતી અને તે યુગપ્રધાન વિભૂતિ બનતી વિચારક અને અંધશ્રદ્ધાળુ વર્ગ વચ્ચે મતભેદ રહ્યો છે અને રહેશે કારણકે વિચારક નાશ કરનાર પણ છે અને નવુ ઉપજાવનાર પણ છે જ્યારે અંધશ્રદ્ધાળુ સ્થિતિચુસ્ત છે કે જે નથી અનિષ્ટનો નાશ ઇચ્છતો કે નથી નવુ નીપજાવવાની ઇચ્છા કરતો પત્રકારો આ ફરજ બજાવે છે ખરા ? તેઓ અલ્પાશે બજાવે છે પણ અજ્ઞાન અને સ્થિતિચુસ્તતાના ભયકર હાઉ આગળ તેઓ કાંઇ વિશેષ કરી શકતા નથી આપણા અજ્ઞાનનો લાભ લઈ પત્રકારો પણ આપણને ગમે ત્યાં દોરે છે, સમાજનાયકો પણ ગમે ત્યા દોરે છે આવા સમયમા તે અજ્ઞાનનો નાશ કરવાનો કિંચિત પણ પ્રયત્ન ન કરતા માત્ર હાથ જોડી બેસી રહેવુ તે તો ફરજનો ત્યાગ કર્યા બરાબર છે

અમારો પ્રયત્ન પ્રામાણિક છે કે અપ્રામાણિક તેનો વિચાર ગ્રાહકગણને કરવાનો છે, અમારો પ્રયાસ સાચી દિશામા છે કે ખોટી તે પણ તેઓ નક્કી કરી શકે છે, અમારી કલમ રાગદ્વેષથી ચાલે છે કે સત્યસૂચક ફરજ તરીકે ચાલે છે તે પણ તેઓ વિચારી શકે છે આ સર્વ વિચારી લઇ અમારી સ્ખલનાઓ પ્રતિ કોઇ પણ અંગુલિનિર્દેશ કરશે તો અમારી નીતિમા જરૂરી ફેરફાર કરવાનો અવકાશ પણ અમોને પ્રાપ્ત થશે આ પ્રકારની તક આપવી તે ગ્રાહકવર્ગના હાથમા છે અને તેવી તક તેઓ આપશે એવી અમે આશા રાખીયે છીયે

ઝવેરી મૂળચંદ આશારામ વૈરાટી
તંત્રી 'સુઘોષા'



## આભાર દર્શન

શ્રીમતી જાસુ૦બેન તરફથી આ પુસ્તક છપાવવા અર્થે રૂ ૧૦૦) ની મદદ મલી છે, તેનો સાભાર સ્વીકાર કરીયે છીયે

તંત્રી

"સુઘોષા"

# વિષય સૂચિ





## ઋણ સ્વીકાર

અમારા માસિક છાપી આપવામા તેમજ ભેટનુ પુસ્ત છાપ વામા ઓછા દર આપના છતાં, જે કાળજી અને ચીવટથી કાર્ય કરી આપ્યુ છે તેને લઈ ને અમે આવા સરતા દરે માસિક તેમજ ભેટ ગ્રાહક ગણુ સમક્ષ મૂકવા શક્તિવાન બન્યા છીયે તેમનુ કાર્ય કેવુ થાય છે તે 'સુધાપા'ના અંકો અને તેની ભેટ જોવાથી વાચકને આની ચતે તેવુ કામ ઓછા દરે આપી અમને જે મ૦ કરી છે તે ઋણ અમે વાળી આપવા સમર્થ નથી એટલે તે પેસનો' તેના વ્યવસ્થાપકોનો અને તેના સેવકો નો અમે આભાર માની ઋણ સ્વીકાર કરીયે છીયે

પ્રકાશ૦

# આવશ્યકના કર્તા સંબંધી મારા વિચા-ચારોનું પુનરાવર્તન.

---

૭ વર્ષ પહેલાં મારું લખેલું હિન્દી 'પંચ પ્રતિક્રમણ' આત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડલ, આગ્રા તરફથી પ્રસિદ્ધ થયેલું તેની બે હજાર નકલો કાઢવામાં આવેલી અને તે કલકત્તાવાળા બાબુ ડાલચંદજી સીંઘી તરફથી ભેટ રૂપે વ્હેંચવામાં આવેલી, તે નકલો જોત જોતામાં પૂર્ણ થઈ ગઈ પાછળથી કિંમત આપીને પુસ્તક મેળવવાની હજારો માગણીઓ આવી અને કોઈ કોઈ ઉદાર ગૃહસ્થે તો પોતાના ખર્ચથી ફરી તેવી આવૃત્તિ તૈયાર કરી, છપાવી ભેટ આપવા માટે અમુક મોટી રકમો ખરચવાની ઈચ્છા પણ સ્પષ્ટ દર્શાવી તેમજ એ હિન્દી આવૃત્તિના બે અનુવાદો પણ થયા (૧) હિન્દીમાં ખરતર ગચ્છના પ્રતિક્રમણ રૂપે અને (૨) ગુજરાતીમાં આત્માનંદ સભા તરફથી. બન્નેની અધિક માગણી અને થયેલા અનુવાદો એ સામાન્ય રીતે કોઈ પણ સંસ્થાની લોકપ્રિયતા

અગર વિશિષ્ટતાના સૂચક મનાય છે, પરંતુ એ બન્ને બાબતો હોવા છતાં પણ હું એ આવૃત્તિને એ દૃષ્ટિએ સફળ યત્ન માનવા લલચાયો નથી સફળતાની માટી મુખ્ય કસોટી મારો આત્મસંતોષ છે ગમે તેટલી માગણીઓ આવી અને અનુકૂળ પણ થયા છતાં એ આવૃત્તિથી મને પૂર્ણ સંતોષ થયોજ છે એમ નથી, તેથી મારી કસોટીએ એ આવૃત્તિની સફળતા અધૂરીજ છે તેમ છતાં એ આવૃત્તિમાંથી મને જે થોડો ઘણો આશ્વાસ મળે છે તે એટલા સારૂ કે મે તે વખતે એ આવૃત્તિ માટે મારાથી જે શક્ય હતું તે કરવામાં લેશ પણ ઉપેક્ષા કરી ન હતી તે આવૃત્તિમાં મે કેટલીક નવીનતાઓ દાખલ કરી છે તેમાંની એ નવીનતા તો જૈન સમાજ માટે એ છે કે અત્યાર સુધીમા 'આવશ્યક' જેવા મહત્ત્વપૂર્ણ અને નિત્ય કર્મ મનાતા વિષય તથા તે વિષેના સાહિત્ય ઉપર શાસ્ત્રીય ભાષામાં કે લોકભાષામાં ક્યાંજ લખાયુ ન હતુ તેનુ મંગળ મુહૂર્ત કર્યુ અને પ્રસ્તાવના દ્વારા એ વિષયમાં વિચાર કરવાની પહેલ કરી

પ્રતિપાદક શૈલિએ આવશ્યકના મૂળતત્ત્વો સમજાવવા અને ઐતિહાસિક દૃષ્ટિએ આવશ્યકસૂત્રોના સમય તથા તેનો વિચાર કરવો તેમજ હમણા હમણા લોકપ્રિય થયેલી તુલનાત્મક પદ્ધતિએ આવશ્યક ગત વિચારો તથા તેના પ્રતિપાદક સૂત્રોનું જૈનેતર સંપ્રદાયોના નિત્ય કર્મ સાથે તોલન કરવુ એ હિન્દી પ્રસ્તાવના લખતી વખતે મારી પ્રવૃત્તિનુ ધ્યેય હતુ તે માટે મે તે વખતે પુષ્કળ તૈયારી અને શ્રમ પણ કરેલો તેમ છતા પણ તેમા આપવાના ઘણા મુદ્દાઓ અને બીજી ઘણી વિગતો મારી માંદગી અને બીજા કારણોથી રહીજ ગઇ તેને બીજી આવૃત્તિમા દાખલ કરૂ અને પ્રથમ આવૃત્તિની ત્રુટીઓનુ સંશોધન કરૂ તે પહેલા હું એક બીજાજ માથુ ન ઉંચુ કરી શકાય તેવા કાર્યભાર નીચે દબાયો

દરમ્યાન હિન્દી પ્રસ્તાવના વાચનાર કેટલાએક એ તરફ

આકર્ષાણ અને કેટલાએકનો તે પ્રસ્તાવના માહેના અમુક મુદ્દાઓ સાથે વિરોધ પણ દેખાવા લાગ્યો જો કે મતભેદ નહિ ધરાવનાર અવિરોધિઓની સંખ્યા મોટી હતી અને હજી પણ છે, છતા પણ મતભેદ ધરાવનાર ટીકાકારોની નાની સંખ્યા તરફ મારૂ ધ્યાન આદરપૂર્વક ગયેલું છે મે જે વિચાર્યુ છે અને જે લખ્યુ છે તે સત્ય છે તેમા કશુજ પરિવર્તન કરવા જેવુ ન હોઇ શકે એવો દાવો તો હુ ત્યારેજ કરી શકુ કે જ્યારે સાતિશય જ્ઞાન કે દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થયાનુ અભિમાન મને હોય એ પ્રસ્તાવના લખતી વખતે કેટલાક મુદ્દાઓ સબંધે મારા જે વિચારો હતા તેમા આજે થોડુ પરિવર્તન થયુ છે, તેજ બાબતોને અત્યારે જો મારે લખવી હોય તો તે બીજી રીતે હુ લખુ એમ મને લાગે છે તેમ છતા આવશ્યકસૂત્રના કર્તા વિષેના મારા વિચાર હજી બદલાયા નથી એ મારે સ્પષ્ટ રીતે જણાવી દેવુ જોઇયે,

પ્રસ્તાવનામા કરાયેલા આવશ્યકક્રિયાના સમર્થન સામે તો કોઈ પણ રૂઢિગામી સાંપ્રદાયિક સાધુ કે ગૃહસ્થનો લેશ પણ વિરોધ કે મતભેદ ન હોય એ દેખીતું છે એવા લોકો માટે તો મતભેદ કે વિરોધના વિષય માત્ર બે છે (૧) આવશ્યકસૂત્રના કર્તા વિષેનો મારો મત અને (૨) જૈન આવશ્યકક્રિયાની જૈનેતર નિત્યકર્મ સાથે સરખાવવાની મારી પદ્ધતિ.

બીજા મુદ્દાના બચાવ ખાતર મારે ટીકાકારોને એટલુ કહેવુ જ કહેવુ જોઇયે કે આજે જે તુલનાત્મક પદ્ધતિએ અભ્યાસ શરૂ થયો છે અને જે લગભગ સાર્વત્રિક થતો જાય છે તેથી ડરવાને કશુ જ કારણ નથી. જો આપણી વસ્તુ સર્વોત્તમ હોય તો તુલનામા તે બતાવી શકાય, અને જો તેવી સર્વોત્તમ વસ્તુને એક અભ્યાસી બરાબર સરખામણી કરી તેની સર્વોત્તમતા સાબિત ન કરી શકે તો તે કાર્ય કોઈ બીજો કરે, પરન્તુ જ્યા સુધી સરખામણીમા કોઈ

પણ વસ્તુને ઉતારવામા ન આવે ત્યા સુધી તેની સર્વોત્તમતા એ તો માત્ર પોતાની માની લીધેલી સર્વોત્તમતા જેવી જ માત્ર છે અને વળી આપણી પ્રાચીન પ્રથામાં પણ સરખામણીને અવકાશ ક્યા ઓછો છે? જ્યારે સાધુઓ વ્યાખ્યાન વાચે છે ત્યારે જાણ્યેઅજાણ્યે પણ પોતાના ધર્મતત્ત્વોનુ બીજા ધર્મતત્ત્વો સાથે યથાશક્તિ તોલન કરે જ છે અલબત્ત એ ખરૂ છે કે પ્રાચીન પ્રથા અનુસારી તોલનનો ઉદ્દેશ ગમે તે રીતે પોતાની વસ્તુને શ્રેષ્ઠ અને બીજાની વસ્તુને કનિષ્ઠ બતાવવાનો હોય છે જ્યારે આ આધુનિક પ્રથામાં એ એકાંગીપણુ [illegible] થયેલુ જોવામા આવે છે આચાર્યશ્રી હરિભદ્ર અને ઉપાધ્યાયશ્રી યશોવિજયજીની કૃતિઓમાંથી એવા મધ્યસ્થ વિચારો તારવી શકાય એમ છે કે જે માત્ર તટસ્થ તુલનાત્મક દૃષ્ટિએ લખેલા છે વળી આપણે પ્રાચીન કાળમા થયેલુ એ જ અનુસરણ કરીએ છીએ? વાસ્તે જુનુ કાઢીએ છીએ અને નવુ સ્વીકારીએ છીએ જો તુલનાત્મક પદ્ધતિ નિર્મ્માલ્ય થતી જતી હોય તો તે દૃષ્ટિએ આવશ્યકક્રિયાનું તોલન કરવાના હું તેનુ મહત્ત્વ જોઉં છુ સમભાવ એ મુખ્ય જૈનત્વ છે, તેનો આવિર્ભાવ માત્ર કુળ જૈન કે રૂઢ જૈનમા જ હોય અને અન્યત્ર ન હોય એમ તો જૈનશાસ્ત્ર કહેતુ જ નથી જૈનશાસ્ત્ર ઉદાર અને મતગ્રાહી છે તેથી તે જાતિ દેશ કાળ કે રૂઢિનુ બન્ધન ન રાખતા જ્યા જેવુ તત્ત્વ સંભવે ત્યા તેવુ જ વર્ણવે છે આ રીતે જૈન આવશ્યકક્રિયાની જૈનેતર નિત્યકર્મ કે સન્ધ્યા આદિ સાથે તુલના કરવામા જે મીમાંસા દાખવુ માને છે તેને જ હુ ઉચિત માનુ છુ અને આ વાતને વિચાર સો સમય જ સિદ્ધ કરશે

પહેલા પ્રશ્નનો વિષય ક્રિયાના સમયનો છે ઉપલબ્ધ સૂત્ર પૂર્ણ આવશ્યક સૂત્ર ગણધરકૃત નહિ પણ અન્ય કોઈ સ્થવિરકૃત છે એવા મારા કથનનુ તાત્પર્ય જો કોઈ ગીતાર્થ એવુ કાઢતા હોય કે આ

વિચાર આવશ્યકની પ્રાચીનતાવિષયક લોકશ્રદ્ધાનો લોપ કરે છે અને તે દ્વારા આવશ્યકક્રિયાની મહત્તા ઘટાડી અન્તે તેના હ્રાસમાં નિમિત્ત થાય છે તો ખરેખર તે ટીકાકારો ભાગ કરતા સત્યને જ વધારે અન્યાય કરશે હું સંપૂર્ણ મૂળ આવશ્યકને ગણધરકૃત નથી માનતો, પણ તેના કર્તા સ્થવીરોને લગભગ ગણધર સમકાલીન અગર લગભગ તેટલા જ પ્રાચીન માનું છું, અને તેથી આવશ્યકસૂત્રની પ્રાચીનતા જરાયે લુપ્ત થતી નથી કદાચ કોઈ અંશમાં પ્રાચીનતા વિષે જે લોકવિશ્વાસ ઓછો થાય તો તેથી ડરવાનું શું ? જે વસ્તુ સારી અને શ્રેષ્ઠ ન હોય તો તેને કેવળ પ્રાચીનતાનો પોષાક પહેરાવી જ જગતમાં કોઈ પણ વિશેષ પ્રતિષ્ઠિત નહિ કરી શકે તેથી ઉલટું જે વસ્તુ સારી છે અને જે નથી છે તેના પર પ્રાચીનતાનો પોષાક નહિ હોય તો પણ તે પ્રતિષ્ઠિત જ થવાની, રહેવાની અને કાળક્રમે તેજ વસ્તુ પ્રાચીન બનવાની પરન્તુ આ પ્રલોભક તર્કજાળ માત્રથી હું કોઈને મારા વિચાર તરફ આકર્ષવા નથી ઇચ્છતો પ્રસ્તાવના પ્રસિદ્ધ થયે આટલા વર્ષ વ્યતીત થયા, તે દરમીયાન આવશ્યકસૂત્રના કર્તા સંબંધી મુદ્દાઓને અંગે મે પોતે પણ નિષ્પક્ષપાત ચર્ચા કરી છે અને મતભેદ ધરાવનાર ટીકાકારના પ્રમાણો પર પણ જીજ્ઞાસાપૂર્વક વિચાર કર્યો છે ગ્રંથોનો પૂર્વાપર સંબંધ પણ વિચાર્યો છે અને તેમ છતા મને મારો અભિપ્રાય બદલવાને કારણ મળ્યુ નથી

આથી ઉલટુ મતભેદ ધરાવનાર ટીકાકારોએ જે પ્રમાણો ટાંક્યાં છે તેમા પણ મને તો મારા વિચારનું પોષણ થતુ સ્પષ્ટ લાગે છે, અને ક્વચિત્ તેમ થતું નથી દેખાતુ તો પણ તે પ્રમાણો મારા અભિપ્રાયને સ્પષ્ટ રીતે બાધ કરતા તો જણાતા નથી જ તે ઉપરાન્ત કેટલાક એવા પ્રમાણો મને નવાં મળ્યા છે કે જે મારા વિચારના સ્પષ્ટ સાધક છે અને સામા પક્ષના વિચારને બાધક છે, હું આ સ્થળે એ બધા પ્રમાણોને ટુકમા આપી તે તરફ વિચારકોનુ ધ્યાન

अथ श्रुतज्ञानस्य द्विविधमनेकं द्वादशविधमिति किं कृत प्रतिविशेष इति ?

वक्तृविशेषाद् द्वैविध्यम् । यद् भगवद्भिः सर्वज्ञैः सर्वदर्शिभिः परमर्षिभिरर्हद्भिस्तत्स्वाभाव्यात् परमशुभस्य च प्रवचनप्रतिष्ठापनफलस्य तीर्थकरनामकर्मणोऽनुभावादुक्तं भगवच्छिष्यैरतिशयवद्भिरुत्तमातिशयवाग्बुद्धिसम्पन्नैर्गणधरैर्दृब्धं तदङ्गप्रविष्टम् । गणधरानन्तर्यादिभिस्त्वत्यन्तविशुद्धागमैः परमप्रकृष्टवाङ्मतिबुद्धिशक्तिभिराचार्यैः कालसंहननायुर्दोषादल्पशक्तीनां शिष्याणामनुग्रहाय यत् प्रोक्तं तदङ्गबाह्यमिति ॥

तेज तत्त्वार्थ अ १ सूत्र २० भाष्य पृ ९१-९२ ।

વાચકશ્રીનો આ ઉલ્લેખ બીજા બધા ઉલ્લેખો કરતાં વધારે પ્રાચીન અને મહત્ત્વનો છે, અન્ય પ્રમાણોનું બળાબળ તપાસતી વખતે પણ એટલું તો ધ્યાનમાં રાખવું જ જોઈએ કે વાચકશ્રી પોતે જો આવશ્યકને ગણધરકૃત માનતા હોત અગર ગણધર તથા અન્ય સ્થવીર એમ ઉભયકૃત માનતા હોત તો તેઓ માત્ર ' गणधर पश्चात्भावी ' વગેરે આચાર્યકૃત કહી ન્હોત નહિ અંગબાહ્યમાં ગણાતા આવશ્યક, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, આદિ સૂત્રોના કર્તા સબંધી બીજા બધા કરતાં તેઓશ્રીને જ વધારે સ્પષ્ટ માહિતી હોવા સંભવ છે, કેમકે (૧) તેઓશ્રી આગમના ખાસ અભ્યાસી હતા (૨) તેઓશ્રી અને ભગવાનશ્રી મહાવીર વચ્ચે બહુ લાંબુ અન્તર નહિ અને (૩) જૈન પરંપરામાં તે વખતે જૈનશાસ્ત્રના કર્તા સબંધી જે માન્યતા ચાલી આવતી તેથી જરા પણ આડુ અવળુ લખવાને તેમને કશુંજ કારણ સંભવતું નથી આ કારણોથી વાચકશ્રીનો જરા પણ સંદેહ વિનાનો ઉલ્લેખ મને મારો અભિપ્રાય બાંધવામાં પ્રથમ નિમિત્તભૂત થયો છે

णो यत्र स्तव शेषाणा च तीर्थकृना वर्ण्यते स चतुर्विंशति-स्तव इति । वन्दनम्-प्रणाम स कस्य कार्य कस्य च नेति यत्र वर्ण्यते तत् वन्दनम् । असंयमस्थानं प्राप्तस्य यतेस्तस्मात् प्रतिनिवर्तनं यत्र वर्ण्यते तत् प्रतिक्रमणम् । कृतस्य पापस्य यत्र कायपरित्यागेन क्रियमाणेन विशुद्धिरुत्पाद्यते स का-यव्युत्सर्ग । प्रत्याख्यानं यत्र मूलगुणा उत्तरगुणाश्च धारणीया इत्ययमर्थ ख्याप्यते तत् प्रत्याख्यानम् ।

गणधरा इन्द्रभूत्यादय तेषामनन्तरे ये साधवस्तेऽन-न्तर्या शिष्या इत्यर्थ ते' गणधरानन्तर्या जम्बुनामादय आदिर्येषा प्रभवादीना ते गणधरानन्तरादय ।

तेज तत्त्वार्थ अ १ सूत्र २० टीका पृ ९०।

કેટલાક એવી દલીલ કરે છે કે ભાષ્યમાં જે ' સામાયિક, ચ તુર્વિંશતિસ્તવ પ્રત્યખ્યાન ' આદિ શબ્દો છે તે આવશ્યકના અધ્ય યનબોધક નહિ. પરન્તુ તે તે અધ્યયનની નિર્યુક્તિના બોધક છે, અર્થાત્ અંગબાહ્યમા આવશ્યક ગણવુ ન જોઈયે, પણ આવશ્યકનિર્યુ-ક્તિ જ ગણવી જોઈયે તેઓની આ દલીલ કેટલી ટકી શકે તેમ છે તે પણ જોઈયે

(क) જો વાચકશ્રીને સામાયિકાદિ પદોથી સામાયિક અધ્યયન આદિની નિર્યુક્તિ જ વિવક્ષિત હોત તો તેઓશ્રી પોતે જ નિર્યુક્તિનુ સ્પષ્ટ કથન ન કરતા લાક્ષણિક પ્રયોગ શા માટે કરે ?

(ख) કોઇપણ શબ્દનો લાક્ષણિક અર્થ કરવામા મૂળ અર્થનો બાધ હોવો જ જોઈયે જ્યા સુધી શબ્દનો મૂળ અર્થ બાધિત ન થતો હોય ત્યાં સુધી તેનો લાક્ષણિક અર્થ માનવો યા કરવો એ શબ્દશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્રના નિયમોનુ ઉત્થાપન કરવા જેવુ છે

(ग) थोडीवार, मूळ अर्थना बाध विना पण लाक्षणिक अर्थ करवानी धृष्टता करी लइये तो पण ए प्रश्न तो थाय ज छे के श्री सिद्धसेनगणि जेओ पोताना पूर्व टीकाकारोने अनुसर्या छे तेओ शु तेवो लाक्षणिक अर्थ करवानुं नहोता जाणता अथवा बीजी कोई पण रीते भाष्यना ए शब्दो निर्युक्तिबोधक छे एवु साबीत करी शकता न हता [2]

(घ) थोडीवार एम पण मानी लइये के वाचकश्री शब्द प्रयोगकुशळ न हता टीकाकारश्री सिद्धसेनगणि पण भूला परन्तु एटलु बधु मान्या पछी पण सामायिक आदि पदोनो निर्युक्तिपरक अर्थ काढवा जता एक महान विरोध उपस्थित थाय छे जे निर्युक्तिना लाक्षणिक अर्थनी दलीलने क्षण मात्र पण टकवा देतोज नथी. ते विरोध ते आ —

अगबाह्यमा वाचकश्रीए 'आवश्यक' प्रथम गणाव्यु छे अने आवश्यकनो अर्थ विरोधी टीकाकारो 'आवश्यकनिर्युक्ति' करे छे एटले तेओना कथन प्रमाणे अगबाह्यमां प्रथम आवश्यकनिर्युक्ति आवे छे हवे अगबाह्यना रचयिता तरीके भाष्यकार अने टीकाकार बन्ने 'गणधरानन्तर्यादिभि' ए पदथी श्री जम्बुस्वामि तथा श्री प्रभवस्वामिनो निर्देश करे छे एटले, अगबाह्यमा प्रथम गणावेल आवश्यकनिर्युक्ति ए श्री जम्बुस्वामि के श्री प्रभवस्वामि कृत होय एवु भान थाय छे के जे असगत छे कारण के निर्युक्तिकार तो श्री भद्रबाहुस्वामि ज छे ए वात जाणीती ज छे एटले आवश्यक पदथी आवश्यकनिर्युक्ति विवक्षित होय तो श्री भद्रबाहुस्वामिनु नाम छेवटे टीकामा तो आववु ज जोइये के जे क्यांय पण निर्दिष्ट नथी

(ङ) भाष्य अने तेनी टीका ए बन्नेना उपर टांकेला प्रमाणो जे मत दर्शावे छे ते ज मत भाष्यना छेल्लामा छेल्ला अने मोटामा

મોટા ગીતાર્થ ઉપાધ્યાયશ્રી યશોવિજયજી પણ સ્વીકારે છે, એ તેઓની ભાષ્ય ઉપરની વૃત્તિ જોવાથી અસંદિગ્ધપણે સ્પષ્ટ થાય છે તેઓ પોતાની ભાષ્ય ઉપરની વૃત્તિમાં 'સામાયિક પ્રત્યાખ્યાન' આદિ આવશ્યકના છએ અધ્યયનોનો 'આવશ્યકશ્રુતસ્કંધ' એ પ્રકારનો અર્થ સ્પષ્ટ શબ્દોમાં કરે છે અને અંગબાહ્ય જેમાં તેઓશ્રી પોતે પ્રથમ જ 'આવશ્યકશ્રુતસ્કંધ' નો સમાવેશ કરે છે તેને ગણધર પશ્ચાત્ભાવી શ્રી જંબુસ્વામિ આદિ વડે રચાયાનું પ્રતિપાદન કરે છે તેઓની વૃત્તિનો તે ભાગ નીચે પ્રમાણે છે —

गणधरा इन्द्रभूत्यादय तेषामनन्तरं ये साधवस्तेऽनन्तर्याः शिष्या इत्यर्थ । ते गणधरानन्तर्या जम्बूनामादय आदिर्येषां प्रभवादीनां ते गणधरानन्तर्यादय ।

सामायिकं समभावो यत्राध्ययने वर्ण्यते, चतुर्विंशतीनां पूरणस्यारादुपकारिणो यत्र स्तवः शेषाणां च तीर्थकृतां स चतुर्विंशतिस्तव । वन्दनं गुणवतः प्रणामो यत्र वर्ण्यते तत् वन्दनम् । असंयमस्थानं प्राप्तस्य यतेस्तस्मात् प्रतिनिवर्तनं यत्र वर्ण्यते तत् प्रतिक्रमणम् । कृतस्य पापस्य यत्र ध्यान-मौनयानरूपकाययोगेन विशुद्धिराख्यायते स कायव्युत्सर्गः । मूलोत्तरगुणधारणीयता यत्र ख्याप्यते तत् प्रत्याख्यानम् । एतैरध्ययनैरावश्यकश्रुतस्कन्ध उक्त ।

मनसुखभाई-भगुभाई-प्रकाशित श्रीयशोविजयजीकृत
तत्त्वार्थव्याख्या अ १ सूत्र २० पृ ५० ।

ઉપાધ્યાયશ્રી યશોવિજયજી જેવા શાબ્દિક, આલંકારિક નૈયાયિક અને આગમિક વિષે કોઈ પણ એમ કહેવાનું સાહસ ભાગ્યેજ કરશે કે તેઓ ચાલતી શ્રુતપરંપરા કરતા કાંઈ નવું જ લખી ગયા છે અથવા તો તેઓને લાક્ષણિક અર્થ કરવાનું સૂઝ્યું નહિ ઉપાધ્યાયજી વિશેષ આવશ્યક ભાષ્ય વગેરે અન્ય સમગ્ર આગમ ગ્રંથોના ઊંડા

અનુરાગી હતા અને વળી મલધારીશ્રી હેમચન્દ્રની વૃત્તિ પણ તેઓની સામે હતી તેથી જો તેઓને આવશ્યકનો અર્થ નિર્યુક્તિપરક કરવાનું યોગ્ય લાગ્યું હોત તો તેઓશ્રી પોતાની શ્રી તત્ત્વાર્થ ભાષ્યની વૃત્તિમાં તે પ્રમાણે જરૂર કરત, પરન્તુ તેમ ન કરતા જે સીધો અર્થ કર્યો છે તે વાચકશ્રીના ભાષ્ય અને શ્રી સિદ્ધસેનગણિની ટીકાના વિચારનો પોષક છે એમ કબુલ કરવું જ પડશે

( ૪ ) શ્રી તત્ત્વાર્થ ભાષ્ય અને તે ઉપરની બે ટીકાઓ એ ત્રણે પ્રમાણેનું સંવાદી અને બનવત્ સ્પષ્ટ પ્રમાણ એક ચોથું છે, અને તે સેન પ્રશ્નનું સેન પ્રશ્નના પૃ૦ ૧૮ પ્રશ્ન ૧૩ એ આવશ્યકસૂત્રના કર્તા સંબંધમાં જ છે તેમાં પૂછવામાં આવ્યું છે કે આચારાંગના બીજા અધ્યયનની ટીકામાં લોગસ્સસૂત્રને શ્રી ભદ્રબાહુસ્વામિકૃત કહ્યું છે તો શું આ એક જ સૂત્ર શ્રી ભદ્રબાહુસ્વામિકૃત છે કે આવશ્યકના બધા સૂત્રો શ્રી ભદ્રબાહુસ્વામિકૃત છે અગર તો એ બધા સૂત્રો ગણધરકૃત છે? આનો ઉત્તર સેન પ્રશ્નમાં જે આપવામાં આવ્યો છે તે ખાસ ધ્યાન આપવા જેવો છે તેમાં કહ્યું છે કે 'આચારાંગ આદિ અંગપ્રવિષ્ટશ્રુત ગણધરોએ રચેલું છે અને આવશ્યક આદિ અંગબાહ્યશ્રુત શ્રુતસ્થવિરોએ રચેલું છે એ વાત વિચારામૃત સંગ્રહ આવશ્યકવૃત્તિ આદિથી જણાય છે તેથી લોગસ્સસૂત્રની રચના શ્રી ભદ્રબાહુસ્વામિની છે અને અન્ય આવશ્યકસૂત્રોની રચના નિર્યુક્તિ રૂપે તો તેઓની જ છે અર્થાત્ લોગસ્સનું મૂલસૂત્ર શ્રી ભદ્રબાહુસ્વામિકૃત છે અને બાકીના આવશ્યક સૂત્રોની-નિર્યુક્તિ માત્ર શ્રી ભદ્રબાહુસ્વામિકૃત છે પરન્તુ લોગસ્સ સિવાયના અન્ય આવશ્યકના સૂત્રો તો શ્રી ભદ્રબાહુસ્વામિથી ભિન્ન અન્ય શ્રુતસ્થવિરોના રચેલા છે એ તે પ્રશ્નના ઉત્તરકથનનો સાર છે સેન પ્રશ્નનો સંપૂર્ણ પાઠ આ પ્રમાણે છે

आवश्यकान्तर्भूतचतुर्विंशतिस्तयस्त्वारातीयकालभाविना श्रीभद्रबाहुस्वामिनाऽकारीत्याचाराङ्गवृत्तौ द्वितीयाध्ययनस्यादौ तदत्र किमिदमेव सूत्रं भद्रबाहुनाऽकारि सर्वाणि वा आवश्यकसूत्राणि कृतान्युत पूर्वं गणधरैः कृतानीति किं तत्त्वमिति प्रश्न ? अत्रोत्तर–आचाराङ्गादिकमङ्गप्रविष्टं गणभृद्भिः कृतम्, आवश्यकादिकमनङ्गप्रविष्टमङ्गैकदेशोपजीवनेन श्रुतस्थविरैः कृतमिति विचारामृतसङ्ग्रहाऽऽवश्यकवृत्त्याद्यनुसारेण ज्ञायते, तेन भद्रबाहुस्वामिनाऽऽवश्यकान्तर्भूतचतुर्विंशतिस्तवरचनमपराऽऽवश्यकरचनं च निर्युक्तिरूपतया कृतमिति भावार्थः श्री आचाराङ्गवृत्तौ तत्रैवाधिकारेऽस्तीति बोध्यमिति ॥

सेनप्रश्न, पृ १९ प्रश्न १३।

ઉપરના ચારે પ્રમાણો જ્યાસુધી ખોટા સાબિત ન થાય ત્યાસુધી હું મારો અભિપ્રાય બદલુ તો તેનો અર્થ એજ થાય કે વિચાર વિનાની કોઇપણ એક કલ્પનાને સ્વીકારી લેવી

આવશ્યકસૂત્ર ગણધરકૃત નહિ પરન્તુ અન્ય સ્થવિરકૃત છે એ અભિપ્રાયનું સમર્થન કરનાર જે પ્રમાણો મારા જોવામા આવ્યા તે ઉપર ટાકયા પછી હવે આવશ્યકસૂત્રને ગણધરકૃત માનનાર પક્ષના પ્રમાણોનું પરીક્ષણ કરવાનુ કાર્ય માત્ર બાકી રહે છે માગ આ મતના વિરોધી તરીકે જે પ્રમાણો ટાકવામા આવે છે તે આગમોદય સમિતિદ્વારા પ્રકાશીત થયેલ વિશેષ આવશ્યક ભાષ્યના ગુજરાતી અનુવાદ ભા ૧ મા ઉપોદ્‌ઘાતના પૃ૦ ૨ ઉપર જોવામા આવે છે

પરીક્ષાની સગવડ ખાતર હુ તે સર્વ પ્રમાણો ને ચાર વિભાગમા વહેચી નાખુ છુ ( ૧ ) આવશ્યક કોણે કર્યું એ પ્રશ્નના ઉત્તર માટે સેનપ્રશ્ન દ્વારનું વિવરણ, ( ૨ ) ભગવાન પાસેથી શ્રી ગૌતમાદિને સામાયિક આદિ સાભળવાના પ્રયોજનનું વર્ણન ( ૩ ) ભગવાનથી સામાયિક પ્રગટ થયાનુ વર્ણન અને ( ૪ ) અગપ્રવિષ્ટ તેમ જ અગ બાહ્ય શ્રુતની વ્યાખ્યાઓ

(૧) સામાયિક આવશ્યક કોણે રચ્યું? એ પ્રશ્નના ઉત્તરમાં ભાષ્યકાર શ્રી જિનભદ્રક્ષમાશ્રમણની ગાથા નીચે પ્રમાણે છે

वेणक्यं ति य ववहारओ जिर्णिदेण गणहरेहिं च ।
तस्सामिणा उ निच्छयनयस्स तत्तो जओऽणन्नं ॥
विशेषावश्यकभाष्य गाथा ३३९२ पृ० १२८६ ॥

વિશેષ આવશ્યક ભાષ્યના એ ગુજરાતી અનુવાદની ઉપોદ્ઘાતની ટીપ્પણમા આ ગાથાનો અર્થ આ પ્રમાણે કર્યો છે 'સામાયિક જે આવશ્યકસૂત્રનો એક પહેલો ભાગ છે તે અર્થથી શ્રી જિનેંદ્ર ભગવાને કહ્યું અને સૂત્રથી શ્રી ગણધર મહારાજે કર્યું છે' પરન્તુ મારે કહેવું જોઈએ કે આ અર્થ નથી ગાથામાથી નીકળતો કે નથી તેની મલધારીશ્રી હેમચંદ્રકૃત ટીકામાથી ઉલ્ટુ આ केनकृत દ્વારનું વર્ણન તો સામા પક્ષકારની તરફેણમા નહિ, પરન્તુ વિરુદ્ધમા જ જાય છે આ દ્વારમા એમ કહેવામાં આવ્યુ છે કે સામાયિક કોણે કર્યું?" અને તેનો ઉત્તર ઉક્ત ગાથામા એ પ્રમાણે આપ્યો છે કે 'વ્યવહારથી સામાયિક શ્રી તીર્થંકરો અને ગણધરોએ કર્યું છે પરન્તુ નિશ્ચયદૃષ્ટિએ સામાયિકના કર્તા અર્થાત્ તેના સ્વામી તેના અનુષ્ઠાન કરનારાઓ છે' સામાન્ય અભ્યાસિઓ अत्थं भासन्ति अरहा, सुत्तं गन्थन्ति गणहरा निउणा એ સર્વવિદિત કથન અનુસાર જરૂર એમ માનવા પ્રેરાય કે સામાયિક એ વસ્તુ રૂપે શ્રી તીર્થંકરાએ ઉપદેશ્યુ અને સૂત્રરૂપે શ્રી ગણધરાએ રચ્યુ પરન્તુ केनकृत દ્વારની ગાથાનો એ અર્થ જ નથી એનો ભાવ જુદો જ છે એ ગાથામા અર્થદ્વારા સામાયિક કોણે કહ્યુ અને સૂત્રદ્વારા કોણે રચ્યુ એ પ્રશ્નનો ઉત્તર જ નથી એમા તો સામાયિક જે જ્ઞાન, દર્શન ચારિત્ર રૂપ આત્મિક પરિણામ છે તેના વ્યવહાર અને નિશ્ચયદૃષ્ટિએ કરનારનું નિરૂપણ છે એ ગાથામા કહેવામા આવ્યુ છે કે સામાયિક રૂપ આત્મિકપરિણામના નિશ્ચયદૃષ્ટિએ કર્તા તેના અનુષ્ઠાન કરનારાઓ

છે અને વ્યવહારદ્રષ્ટિએ તેના કર્તાઓ એટલે ઉપદેષ્ટાઓ પ્રયોજકો, પ્રેરકો અર્થાત સામાયિક રૂપ આચારનું ઉપદેશન પ્રવર્તન કરાવનારાઓ શ્રી તીર્થંકર, શ્રી ગણધર આદિ છે તે વ્યવહારદ્રષ્ટિએ તેના કર્તા કહેવાય. આ અર્થ જો કે ગાથામાં વપરાયેલા 'સ્વામી' શબ્દથી સ્પષ્ટ થાય છે, પણ તેની ટીકામાં તો એ અર્થ એટલો બધો સ્પષ્ટ કર્યો છે અને તે ગાથાની આગળ પાછળનું પ્રકરણ તથા તે ઉપરની ટીકામાં આ મારો કહેલોજ અર્થ અમુક્ત રીતે પ્રતિપાદન કરવામાં આવ્યો છે સારાંશ એ છે કે [illegible] ની પ્રસ્તુત ગાથા સામાયિક અધ્યયનના કર્તાનું પ્રતિપાદન નથી - કિન્તુ સામાયિક રૂપ આત્મિકગુણના વ્યાવહારિક અને નૈશ્ચયિક [illegible] નિરૂપણ કરે છે જેને શબ્દાત્મક સામાયિક અધ્યયનના કર્તાના નિરૂપણ સાથે કશો જ સબંધ નથી

(૨) સામાયિક અધ્યયનને શ્રી ગણધરકૃત [illegible] બીજું પ્રમાણ ઉપર સચવેલ ગુજરાતી અનુવાદના [illegible] મૂકવામાં આવ્યું છે તે એ છે કે જેમાં ભગવાન [illegible] ભાખણનું પ્રયોજન બતાવ્યા બાદ ગણધરોએ સામાયિક [illegible] પ્રયોજનનું વર્ણન છે તે આ પ્રમાણે છે

गोयममाई सामाइय तु किं कारणं निसामेंति।
नाणस्स त तु सुंदर-मङ्गुलभावाण उवलद्धी ॥

वि० आ० भा० गा० [illegible]।

સામેના પક્ષકાર આ ગાથાઓ ઉપ થી [illegible] છે કે સામાયિક ઉપદેશ્યુ તો ભગવાને, પણ [illegible] કોઈપણ વિચારક આ ગાથાઓ કાંઈ તેનો અર્થ [illegible] પાછળનું પ્રકરણ વિચારી જોશે તો તેને [illegible] અર્થ કરવામાં કેટલી ભૂલ થાય છે! અહી તો [illegible] છે કે સામાયિક આચારનુ પ્રથમ નિરૂપણ ભગવાને [illegible] અને ટ

આચારનુ શ્રવણ ગણધરોએ પ્રથમ શા માટે કર્યું ? અર્થાત્ સામાયિક રૂપ જૈનધર્મના આ માતુ પ્રથમ પ્રથમ ગણધરોએ જે શ્રવણ કર્યું તેનુ પ્રયોજન પરંપરાએ મોક્ષ છે એવુ આ ગાથાઓમા બતાવવામાં આવ્યુ છે તેમા ગણધરોએ સામાયિકસૂત્ર રચ્યાની ગંધ સરખી પણ નથી સામાયિક આચાર સાંભળવો, તેને જીવનમા ઉતારવો તેનુ ફળ મેળવવુ તેનો વિચાર કરવો એ જુદી વાત છે અને સામાયિક સૂત્રની શાબ્દિક રચનાનો વિચાર એ જુદી વાત છે સામાયિક આચાર ના શ્રવણ સાથે સામાયિક સૂત્રની શાબ્દિક રચનાને ભેળવી દેવી અને સામાયિક આચારના પ્રથમ સાંભળનારને સામાયિકસૂત્રના રચયિતા કહેવા એ ભ્રાન્તિ નથી શુ ?

(૩) એજ સૂત્રની અનુવાદના ઉપોદ્‌ઘાતની ટીપ્પણમા ત્રીજુ પ્રમાણ નિર્યુક્તિ વિષે છે તેને લગતી ગાથા આ છે

मिच्छत्ताइतमाओ स निग्गओ जह य केवलं पत्तो ।
जह य पसूयं तत्तं सामाइय तं पवक्खामि ॥
वि० आ० भा० पृ० ६६३ ।

આનો અર્થ સામા પક્ષનાની જરાયે તરફેણમાં નથીજ આ ગાથામા તો ભગવાનશ્રી મહાવીરનુ મિથ્યાત્વથી નિર્ગમન થયુ તેઓશ્રી જે પ્રકારે કેવલજ્ઞાન પામ્યા અને તેઓશ્રીથી સામાયિક જે રીતે પ્રગટ થયુ તેનુ વર્ણન કરવાની પ્રતિજ્ઞા માત્ર છે આમા તો એટલુંજ કથન છે કે ભગવાનથી સામાયિક આચાર શી રીતે ઉદ્ભવ્યો પરન્તુ આ ગાથામા સામાયિક સૂત્ર કે અન્ય આવશ્યક સૂત્રની શાબ્દિક રચના સંબંધમા કશુંજ સૂચન કે કથન નથી. સામાયિકધર્મ ભગવાને બતાવ્યો અને શ્રી ગણધરોએ ઝીલ્યો તેની તો ના કોણ પાડે છે ? પ્રશ્ન સૂત્રરચનાનો છે તેની સાથે આચારના ઉપદેશને સંબંધ નથી તેથી આ પ્રમાણ પણ ગ્રાહ્ય થઇ શકતું નથી

(૪) ચોથુ પ્રમાણ અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યશ્રુતની વ્યાખ્યાઓ વિષેનુ તેજ ટીપ્પણમા ટાકવામાં આવ્યુ છે, તેની આ ગાથા છે

गणहर थेरकयं वा आएसा मुक्कवागरणओ वा ।
धुव-चल विसेसओवा अंगा-णगेसु नाणत्त ॥

वि० आ० भा० गा० ५५० प० २९८ ।

આ ગાથામા અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યશ્રુતની ત્રણ વ્યાખ્યાઓ છે, અને આ વ્યાખ્યાઓ શબ્દાત્મક શ્રુતને લાગુ પડતી હોવાથી તેજ આવશ્યકસૂત્રના કર્તાનો સમય નિર્ણય કરવામા વધારે બલ્કે ખાસ ઉપયોગી છે તેથી એ વ્યાખ્યા વિષેની પ્રસ્તુત ભાષ્ય, ગાથા અને તેના ઉપરની મલધારીશ્રીકૃત ટીકા એ દરેકનો, આ સ્થલે પ્રસ્તુત પ્રશ્ન પરત્વે જરા વિસ્તારથી ઉહાપોહ કરી લેવો જરૂરનો છે

વિશેષ આવશ્યક ભાષ્યના પ્રણેતા શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ તત્ત્વાર્થ ભાષ્યના પ્રણેતા વાચ શ્રી ઉમાસ્વાતિના પછી થયેના છે, એટલે વાચકશ્રી સામે એ ભાષ્ય નહિ, પણ તેનો મૂલભૂત ગ્રથ (આવશ્યનિર્યુક્તિ) હતો તે વખતની આવશ્ય નિર્યુક્તિની કોઈ પ્રાચીન વ્યાખ્યા અગર તો તે વખતની ચાલુ અર્થપરપરા વાચકશ્રી સામે હતી એમ માનવુ જોઈયે આવશ્ય નિર્યુક્તિની પ્રસ્તુત ગાથા આ પ્રમાણે છે

अक्खरसण्णीसम्मं साइयं खलु सगज्जवसियं च ।
गमियं अंगपविट्ठ सत्त त्ति एए सपडियक्खा ॥

वि० आ० भा० गा० ४६४ पृ० २९२ ।

ઉપર્યુક્ત મૂલગાથામાં અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યશ્રુતનો નિર્દેશ છે, તે ગાથાની તે વખતની કોઈ પ્રાચીન વ્યાખ્યા અગર ચાલુ અર્થપરપરાને આધારેજ વાચકશ્રીએ પોતાના શ્રી તત્ત્વાર્થ-સૂત્રના ભાષ્યમા અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યનો વિવેક કર્યો હોવો જોઈયે, અથવા તો ઓછામા ઓછુ એ વિવેક કરતી વખતે આવ-

શ્યકનિર્યુક્તિની એ ગાથાનો અર્થ એમના ધ્યાન બહાર નજ હોવો જોઇયે એટલે વાચકશ્રીએ અંગબાહ્યનુ જે સ્વરૂપ બતાવ્યુ છે અને જેને મે પ્રમાણ તરીકે ઉપર પ્રથમજ ટાંકેલ છે તે સ્વરૂપ ઉક્ત આવશ્યકનિર્યુક્તિની મૂલગાથાની અર્થપરંપરાને અનુસરતુંજ હોવુ જોઇયે એમ માનવામાં જરાએ અસ્વાભાવિકતા નથી આ ઉપરથી જે કહેવાનુ છે તે એ કે આવશ્યકનિર્યુક્તિની એ ગાથામ નિર્દિષ્ટ થયેલ અંગબાહ્યશ્રુતના સ્વરૂપનો નિર્ણય કરવામા જુનામાં જુનો આધાર આપણી પાસે તત્ત્વાર્થ ભાષ્ય સિવાય બીજો કો નથી અને તત્ત્વાર્થ ભાષ્ય તો સ્પષ્ટ રીતે અંગબાહ્યશ્રુતને ગણધ પશ્ચાત્‌ભાવી આચાર્યપ્રણીત કહે છે અને અંગબાહ્યશ્રુતમા સાથ પ્રથમ આવશ્યકના ૭ અધ્યયનને ગણાવે છે, જે પહેલા બતાવવામ આવ્યુ છે તેથી અંગબાહ્યની વ્યાખ્યા સબંધી જો આવશ્યકનિર્યુક્તિની ગાથાનો ઉપયોગ કરવો જ હોય તો તે તત્ત્વાર્થ ભાષ્યન વક્તવ્ય કરતા બીજુ કાંઇ વધારે અથવા ભિન્ન સૂચવી શકે તેમ નથી

હવે લઇયે એ નિર્યુક્તિ ગાથા ઉપરનુ વિશેષ આવશ્યક ભાષ્ય એજ અત્યારે આપણી સામે નિર્યુક્તિની જુનામા જુની અને મોટામોટી વ્યાખ્યા છે ભાષ્યમાં અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યશ્રુતને સ્પષ્ટ વિવેક કરવામાં આવ્યો છે આ વિવેક ત્રણ પ્રકારે કરવામ આવ્યો છે અર્થાત્ ક્ષમાશ્રમણશ્રીએ અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યશ્રુતને ભેદ સૂચવતી ત્રણ વ્યાખ્યાઓ આપી છે આ ત્રણે વ્યાખ્યાઓ આપ્યા છતા સ્વભાષ્યમા ભાષ્યકારે અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યશ્રુતના ઉદાહરણ તરીકે કોઇ ગ્રંથનો નિર્દેશ કર્યો નથી પરંતુ ઉદાહરણ તરીકેના ગ્રંથોનો નિર્દેશ ભાષ્યના ટીકાકાર મલધારીશ્રી હેમચંદ્ર પોતાની ટીકામા કર્યો છે સામાન્ય રીતે ભારતીય ટીકાકારોની અને ખાસ કરીને જૈન આચાર્યોની પ્રકૃતિપર પગ જો ! એમ માનવામા કશી અડચણ નથી કે મલધારીશ્રીએ જે ઉદાહરણો ટાંક્યા છે તે પોતાની

પૂર્વવર્તી ભાષ્યની ટીકાઓને અનુસરતા જ હોવા જોઈયે મલધારીશ્રીની ટીકા પહેલા ભાષ્ય ઉપર બે ટીકાઓ હોવાના પ્રમાણો મળે છે, તેમા એક તો સ્વોપજ્ઞ અર્થાત્ ક્ષમાશ્રમણશ્રીની પોતાની અને બીજી કોટ્યાચાર્યની

તત્ત્વાર્થ ભાષ્યના ટીકાકાર શ્રી સિદ્ધસેનગણિ મલધારીશ્રીના પૂર્વવર્તી છે, તેમની સામે ઓછામા ઓછુ વિશેષ આવશ્યક ભાષ્ય અને તેની સ્વોપજ્ઞ ટીકા એ બે તો અવશ્ય હોવાજ જોઈયે. તેથી શ્રી સિદ્ધસેનગણિની અંગબાહ્યના કર્તૃત્વબોધક '**गणधरानन्तर्यादिभि**' એ તત્વાર્થ ભાષ્યગત પદની વ્યાખ્યા જે પહેલા ઉપર ટાંકી છે તે પ્રાચીન પરંપરાથી વિરૂદ્ધ હોય એમ માની ન શકાય, અને શ્રી સિદ્ધસેનગણિ તો એ પદનો અર્થ ગણધરવંશજ, શ્રી જંબુસ્વામિ, શ્રી પ્રભવસ્વામિ વગેરે આચાર્ય એવો સ્પષ્ટ કરે છે તે ઉપરથી વિશેષ આવશ્યક ભાષ્ય અને તેની સ્વોપજ્ઞ ટીકાનો અંગબાહ્યના કર્તા વિષે આશય દર્શાવો જ હોય તો એજ કાઢી શકાય કે ગણધર ભિન્ન શ્રી જંબુ, પ્રભવ વગેરે સ્થવિરોએ જે શ્રુત રચ્યુ તેજ અંગબાહ્ય.

વિશેષ આવશ્યક ભાષ્યની ઉપલબ્ધ અને અતિ વિસ્તૃત ટીકા મલધારીશ્રીકૃત છે. એ ટીકામા ભાષ્યગત ત્રણ વ્યાખ્યાઓના ઉદાહરણ પણ આપેલાં છે, ઉપાધ્યાયશ્રી યશોવિજયજી અને સેનપ્રશ્નના પ્રણેતા સામે મતનિર્યુક્તિ, તે ઉપરનુ વિશેષ આવશ્યક ભાષ્ય અને એ ભાષ્યની મલધારીશ્રીકૃત ટીકા એટલા તો ઓછામા ઓછા હતા જ; તેથી ઉપાધ્યાયશ્રીની તત્ત્વાર્થ ભાષ્ય ઉપરની ટીકામા તથા સેનપ્રશ્નમાં અંગબાહ્યશ્રુતના કર્તા સબંધે જે વિચાર છે અને જે મે ઉપર ટાંક્યો છે તે પ્રાચીન ગ્રંથકારોના અભિપ્રાયને લક્ષ્યમા રાખ્યા સિવાય તો લખાયેલ ન હોવો જોઈયે. ઉપાધ્યાયશ્રીની વૃત્તિ અને સેનપ્રશ્ન તો સ્પષ્ટ રીતે અંગબાહ્યને ગણધર ભિન્ન આચાર્યપ્રણીત સૂચવે છે, જે

ઉપર મતાન્તરમાં આવ્યુ છે પૂર્વાપર આચાર્યોના વિચારસામ્યની કલ્પના ઉપર ઉભી કરેલ અનુમાનાત્મક દલીલને છોડી હવે સીધી રીતે મલધારીશ્રીકૃત ટીકાને લઇ તેના ઉપર વિચાર કરીયે.

ભાષ્યની પ્રસ્તુત ગા૦ ૫૫૦ મીની મલધારીશ્રી કૃત ટીકા નીચે પ્રમાણે છે

अङ्ग-ऽनङ्गप्रविष्टश्रुतयोरिद नानात्वमेतद् भेदकारणम् किम् ? इत्याह गणधरा गौतमस्वाम्यादय , तत्कृत श्रुत द्वादशाङ्गरूपमङ्गप्रविष्टमुच्यते । स्थविरास्तु भद्रबाहुस्वाम्यादय तत्कृत श्रुतमावश्यकनिर्युक्त्यादिकमनङ्गप्रविष्टमङ्गबाह्यमुच्यते अथवा वारत्रय गणधरपृष्टस्य तीर्थकरस्य सबन्धी य आदेश प्रतिवचनमुत्पाद-व्यय-ध्रौव्य वाचक पदत्रयमित्यर्थः, तस्मा यद् निष्पन्न तदङ्गप्रविष्ट द्वादशाङ्गमेव, मुत्क मुत्कञ्च प्रश्नपूर्वं च यद् व्याकरणमर्थप्रतिपादन, तस्माद् निष्पन्नमङ्गबाह्यमभिधीयते, तच्चावश्यकादिकम् । वा शब्दोऽङ्गाऽनङ्गप्रविष्टत्वे पूर्वोक्त भेदकारणादन्यत्वसूचक । तृतीयभेदकारणमाह ' धुव-चलविसेसओ व त्ति ' ध्रुव सर्वतीर्थकरतीर्थेषु नियत निश्चयभावि श्रुतमङ्गप्रविष्टमुच्यते द्वादशाङ्गमिति । यद् पुनश्चलमनियतभावि तद् तन्दुलवैकालिकप्रकरणादिश्रुतमङ्गबाह्यम् । वा शब्दोऽत्रापि भेदकारणान्तरत्वसूचक । इदमुक्त भवति गणधरकृत, पदत्रयलक्षणतीर्थकरादेशनिष्पन्न, ध्रुव च यच्छ्रुत तदङ्गप्रविष्टमुच्यते, तच्चद्वादशाङ्गीरूपमेव । यत्पुन स्थविरकृत, मुत्कलार्थाभिधान, चल च तदावश्यकप्रकीर्णादिश्रुतमङ्गबाह्यमिति ॥

वि० आ० भा० गा० ५५०। पृ० २९८॥

આ ટીકામાં અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યશ્રુતના ભાષ્યકારે કરેલ વિવેકના સ્પષ્ટીકરણ ઉપરાન્ત ત્રણે વ્યાખ્યાઓના જુદાં જુદાં ત્રણ ઉદાહરણો છે, જે ખાસ ધ્યાન ખેંચે છે

(ક) પહેલી વ્યાખ્યામાં અંગપ્રવિષ્ટને શ્રી ગૌતમ આદિ ગણધરકૃત તરીકે ઓળખાવીને તેના ઉદાહરણ તરીકે દ્વાદશાંગશ્રુતને મૂક્યુ છે, અને અંગબાહ્યને શ્રી ભદ્રબાહુ આદિ સ્થવિરકૃત તરીકે ઓળખાવી તેના ઉદાહરણ રૂપે આવસ્યકનિર્યુક્તિ વગેરે શ્રુત દર્શાવ્યુ છે

(ખ) બીજી વ્યાખ્યામાં ગણધરના પ્રશ્નના ઉત્તરમા તીર્થંકરદ્વારા ઉપદેશાયેલ ત્રિપદી ઉપરથી રચાયેલ શ્રુતને અંગપ્રવિષ્ટ તરીકે ઓળખાવી તેનું ઉદાહરણ આપતાં એ શ્રુત તે દ્વાદશાંગી રૂપ જ છે એવો ખાસ ભાર મૂકી મલધારીશ્રીએ માત્ર દ્વાદશાંગીને જ અંગપ્રવિષ્ટ કહ્યું છે અને છુટુછવાયુ તેમ જ પ્રશ્ન વિના જે અર્થપ્રતિપાદન થયું હોય તેના ઉપરથી રચાયેલ શ્રુતને અંગબાહ્ય તરીકે ઓળખાવી તેના ઉદાહરણમાં આવસ્યક આદિ શ્રુત અંગબાહ્ય છે એમ કહેવામાં આવ્યુ છે

(ગ) ત્રીજી વ્યાખ્યામા દરેક તીર્થમાં અવશ્યભાવી તરીકે જણાવીને જ અંગપ્રવિષ્ટ શ્રુત કહેવામા આવ્યુ છે અને દરેક તીર્થમા નિયમથી ન હોનાર શ્રુતને અંગબાહ્ય તરીકે ઓળખાવી તેના ઉદાહરણમા તન્દુલવૈકાલિક આદિને મૂક્યુ છે

પહેલી વ્યાખ્યાના ઉદાહરણમા શ્રી ભદ્રબાહુસ્વામિ આદિ અને આવશ્યકનિર્યુક્તિ આદિ એ બે પદો ખાસ ધ્યાન ખેંચે છે, જ્યાં સુધી સપૂર્ણ આવશ્યકસૂત્ર શ્રી ભદ્રબાહુસ્વામિકૃત છે એ મતનનું સાધક પ્રમાણ ન મળે ત્યાસુધી આવશ્યકનિર્યુક્તિ એ સામાસિકપદને દ્વન્દ્વ સમાસને બદલે સામા પક્ષને અનુકૂલ એવો તત્પુરુષ સમાસ જ લેવો જોઈએ, અને એ સમાસ લેતા તેનો અર્થ એટલો જ થાય કે આવશ્યકનિર્યુક્તિ વગેરે જે શ્રુત શ્રી ભદ્રબાહુસ્વામિ વગેરેનું બના-

સ્યું છે તે અંગબાહ્ય સમજવું. નિર્યુક્તિ શ્રી ભદ્રબાહુસ્વામીની હોવાની પ્રસિદ્ધિ જાણીતી છે તેથી જ તેનું ઉદાહરણ આપ્યું છે. આ પ્રથમ વ્યાખ્યાના ઉદાહરણ ઉપરથી મૂલ આવશ્યકસૂત્રના કર્તા વિષે કશો જ પ્રકાશ પડતો નથી. બીજી વ્યાખ્યામાં અંગબાહ્યના ઉદાહરણ તરીકે આવશ્યકને મુખ્યપણે મૂક્યું છે, અને એને છૂટાછવાયા કે પ્રશ્ન વિનાના જ ભગવાનના ઉપદેશ ઉપરથી રચાયેલું કહેવામાં આવ્યું છે જ્યાંસુધી ગણધરને આવશ્યકના કર્તા તરીકે અસંદિગ્ધપણે સાબિત કરતો પ્રાચીન ઉલ્લેખ મળી ન આવે ત્યાં સુધી આવશ્યકસૂત્રને અર્થ રૂપે શ્રી તીર્થંકરકથિત માનવા છતાં તેને શબ્દરૂપે ગણધરકૃત કેમ માની શકાય ? અને વળી જ્યારે ઉલટા અનેક વિરોધી પ્રમાણો આવશ્યકસૂત્રને ગણધર ભિન્ન આચાર્યપ્રણીત બતાવનારાં મળતા હોય ત્યારે એમ માનવું એ તો સ્પષ્ટ પ્રમાણોની અવમાનના કરવા જેવું થાય. અલબત્ત, સ્થવિર શબ્દ ગણધરને પણ લાગુ પડે છે પણ તેથી આવશ્યકસૂત્ર ગણધરકૃત જ છે એમ કાંઈ ફલિત થતું નથી મલધારીશ્રીની ટીકાના ઉલ્લેખ ઉપરથી ( તત્ત્વાર્થભાષ્ય આદિના ઉલ્લેખોને ધ્યાનમાં લઈ ) અર્થ કાઢવા જઈએ તો સરલપણે એટલો જ અર્થ નીકળી શકે કે વગર પ્રશ્ને જ તીર્થંકરના ઉપદેશ ઉપરથી રચાયેલ જે આવશ્યક વગેરે શ્રુત તે અંગબાહ્ય આટલો અર્થ આવશ્યકના કર્તા તરીકે કોઈ વ્યક્તિનો નિર્ણય કરવા બસ નથી. તેવા નિર્ણય માટે તો વિવાદગ્રસ્ત સ્થલમાં સ્પષ્ટ પ્રમાણો જોઈએ. જો તત્ત્વાર્થભાષ્ય આદિના ઉપર ટાંકેલા ચાર સ્પષ્ટ પ્રમાણો આપણી સામે ન હોત તો મલધારીશ્રીની ટીકાનો અધ્યાહારવાળો ઉલ્લેખ ગણધરને આવશ્યકના કર્તા તરીકે મનાવવા આપણને લલચાવત. ત્રીજી વ્યાખ્યા અને તેનાં ટાંકેલ ઉદાહરણ આપણને પ્રસ્તુત ચર્ચામાં કાંઈ ઉપયોગી નથી તેથી તે પર વિચાર કરવો એ અસ્થાને છે એકંદર ઉપર આપેલ મલધારીશ્રી હેમચંદ્રની ટીકા આવશ્યકને ગણધરકૃત સાબિત કરવા કોઈ સ્પષ્ટ પુરાવો પૂરો પાડતી નથી, તેથી

મૂલ, નિર્યુક્તિ, તેનું ભાષ્ય અને મલધારીશ્રીકૃત ટીકા એ બધાં તત્ત્વાર્થ ભાષ્ય આદિના પ્રથમ ટાંકેલ ઉલ્લેખોને સવાદી બને એ રીતે જ ઘટાવવા જોઈયે

છેલ્લે એક પ્રશ્ન રહે છે, અને તે એ કે ભગવાનશ્રી મહાવીરે પ્રતિક્રમણ ધર્મ ઉપદેશ્યો, જ્યારે તેઓશ્રીએ પોતાના શિષ્ય પરિવારને પ્રતિક્રમણનુ વિધાન અવશ્ય કર્તવ્ય તરીકે ઉપદેશ્યું ત્યારે તે શિષ્ય પરિવાર એ વિધાનનુ પાલન કરતી વખતે કોઇને કોઈ શબ્દો, વાક્યો કે સૂત્રો બોલતા જ હશે. જો એ શિષ્ય પરિવાર સમક્ષ પ્રતિક્રમણ વિધાયી શબ્દ પાઠ ન હોય તો તે પ્રતિક્રમણ કરે જ કેવી રીતે ? અને જો શબ્દ પાઠ હોય તો તે પાઠ ગણધર સિવાય અન્યરચિત માનવામા શુ પ્રમાણ છે ? અલબત્ત, આ પ્રશ્ન મને પહેલાં પણ થયેલો અને અત્યારે પણ થાય છે, છતાં જ્યારે સપૂર્ણ આવશ્યક ગણધરકૃતજ છે એ મતવચનુ કોઇ સ્પષ્ટ પ્રમાણ જ નથી મળતુ અને ગણધર ભિન્નકૃત હોવાના એથી વધારે સ્પષ્ટ પ્રમાણો મળે છે ત્યારે એમજ સમન્વય કરવાની ફરજ પડે છે કે અત્યારે જે આવશ્યકસૂત્રના કર્તાનો પ્રશ્ન ચર્ચવામા આવે છે તે આવશ્યકસૂત્ર એ સમજવુ જોઇયે કે જેના ઉપર શ્રી ભદ્રબાહુસ્વામિની નિર્યુક્તિ મળે છે તે બધાં સૂત્રો નિર્યુક્તિથી પ્રાચીન તો છેજ અને એ સૂત્રોના કર્તાની જ આ સ્થળે ચર્ચા છે આવશ્યક તરીકે આજે મનાતા બધાં સૂત્રો અત્યારે નિર્યુક્તિપૂર્વભાવી નથી, ઘણા સૂત્રો દેશ, કાલ આદિના પરિવર્તન સાથે લાભની સભાવનાથી નિર્યુક્તિ પછી પણ રચાયેલા અને ઉમેરાયેલા પણ છે અને આજે આપણે એ સર્વે સૂત્રોને નિર્યુક્તિપૂર્વભાવી સૂત્ર જેટલાજ અગત્યના માનીયે છીયે તેવી રીતે ગણધર શ્રી સુધર્માથી માંડી ભદ્રબાહુસ્વામિ સુધી પણ અનેક સૂત્રો રચાયેલા હોવા જ જોઇયે, તેથી જ શ્રી સિદ્ધસેનગણિ વગેરે આવશ્યકસૂત્રને શ્રી જબુ પ્રભવ આદિ આચાર્યપ્રણીત કહે છે અલબત્ત એ સૂત્રસમૂહમાં કોઈ કોઇ સૂત્ર ગૌતમાદિ ગણધરકૃત પણ હોય

એવી મ ભાવનાને ખાસ સ્થાન છે, પણ અહી મારો મુદ્દો સપૂર્ણ ઉપલબ્ધ આવશ્યકના કર્તા સબધે છે હુ પહેલાંજ સૂચિત કરી ગયો છુ કે ઉપલબ્ધ પ્રમાણો માત્ર એટલુ જ સાબિત કરી શકે કે ઉપલબ્ધ સપૂર્ણ આવશ્યકશ્રુતસ્કધ ગણધરકૃત નથી આથી કોઈ અમુક સૂત્ર ગણધરકૃત હોય એમ માનવામાં કશોજ બાધ નથી અને તેથી જ શ્રી હરિભદ્રસૂરિના 'ઇરિયાવહિય સૂત્ર ગણધરગ્રથિત છે એ મતતમના' ઉલ્લેખને પણ ઘટાવી શકાય તેમ છે

સપૂર્ણ આવશ્યકના સૂત્રો કોઈ એક જ કર્તાની કૃતિ હોય તેમ નથી તેના કર્તા શ્રી જબુ પ્રભવ આદિ અનેક સ્થવિરો હોય તેવો સભવ છે, અને તેમ છતાં તે આવશ્યકનું પ્રાચીનત્વ અને મહત્ત્વ જરાયે ઘટતુ નથી હવે પછી કોઇ વિચારક સપૂર્ણ આવશ્યકસૂત્રને ગણધરકૃત સાબિત કરે એવા સ્પષ્ટ ઉલ્લેખો રજુ કરશે તો તે સબધમા જરા પણ પૂર્વગ્રહ રાખ્યા સિવાય પ્રમાણાનુસારી વિચાર કરવા અને ફરી પ્રમાણોનુ અવલોકન તપાસવા પ્રયત્ન થશે.

સપૂર્ણ ઉપલબ્ધ આવશ્યકશ્રુતસ્કધ ગણધરકૃત નથી તેમજ તેનાં બધાં સૂત્રો કોઈ એક કર્તાની કૃતિ નથી એ વાત જો ઉપરની વિચારસરણીથી સાબિત થતી હોય તોયે કેટલુક ખાસ વિચારવાનુ અને પરીક્ષણ કરવાનુ કામ બાકી રહે છે જેમ કે ભગવાનશ્રી મહાવીરના સમયમાં ક્યા ક્યા આવશ્યકને લગતાં સૂત્રો વ્યવહારમા આવતાં અને ક્યા ક્યાં તે વખતે રચાયેલાં, તેમ જ તે પ્રાચીન સૂત્રો ચાલુ રહીને નવીન સૂત્રો ક્યા ક્યા ક્યારે ઉમેરાયાં તેમજ નવીન સૂત્રો દાખલ થતા કેટલા પ્રાચીન સૂત્રો વ્યવહારમાથી અદૃશ્ય થયાં અગર તો રૂપાન્તર પામ્યા તેમજ પ્રત્યેક પ્રાચીન કે ઉત્તરકાલીન સૂત્રો કોની કોની કૃતિ છે,આ અને આના જેવા અનેક વિચારણીય પ્રશ્નો છે, તેનો ઊહાપોહ કરવાનુ મન નથી એમ તો નહિ જ

# આવશ્યક કે પ્રતિક્રમણ

નુ

રહસ્ય.

**આવશ્યકની મહત્તા**

વૈદિક સમાજમાં 'સંધ્યા' નું, પારસીઓમા ખોરદેહ અવસ્તાનુ, યાહુદી અને યુરોપીયનોમા પ્રાર્થનાનુ અને મુસલમાનોમા નમાઝનું જેટલુ મહત્ત્વ છે, તેટલુજ મહત્ત્વ જૈન સમાજમાં આવશ્યકનું છે

**સંપ્રદાયો અને આવશ્યક**

જૈન સમાજની મુખ્ય બે શાખાઓ છે (૧) શ્વેતાંબર અને (૨) દિગંબર દિગંબર સંપ્રદાયમાં મુનિ પરંપરા વિચ્છિન્નપ્રાય (લગભગ અપ્રાપ્ય) છે, તેથી મુનિઓને માટે 'આવશ્યક વિધાન' તે સંપ્રદાયમાં માત્ર શાસ્ત્રમા છે, પરંતુ વ્યવહારમાં નથી આવશ્યકનો જેટલો પ્રચાર શ્વેતાંબર શ્રાવકોમાં છે તેટલો દિગંબર શ્રાવકોમાં નથી, વળી દીગંબર સમાજના બ્રહ્મચારી કે પ્રતિમાધારિ આદિ જે હોય છે તેમનામાં પણ માત્ર સામાયિક કરવાનો પ્રચાર છે વ્યવસ્થિત પદ્ધતિએ છયે આવશ્યક કરવાનો નિયમિત પ્રચાર તો માત્ર શ્વેતાંબર સંપ્રદાયમાં

છે અને તે આગમાનજ્ઞપ્રસિદ્ધ પણ છે વધારામા એ પણ ઉમેરવાની જરૂર છે કે દીગબર સપ્રદાયમાં દૈવસિક, રાત્રિક, પાક્ષિક ચાતુર્માસિક અને સાવત્સરિક એ પાચ પ્રમગના આવશ્યકવિધાનની પ્રસિદ્ધિ શ્વેતાબર જેવી નથી. સાર માત્ર એટલોજ છે કે શ્વેતાબર સપ્રદાય જેમ સાયકાળે, પ્રાત કાળે, પખવાડિયાને અતે, ચાતુર્માસને અંતે અને વર્ષને અંતે અલગઅલગ કે સમુદાયમા પુરુષ તેમજ સ્ત્રીઓ એકત્ર થઇ જે ક્રમાનુસાર છયે આવશ્યક કરે છે તે પ્રકારે કરવાની પદ્ધતિ તેમજ રૂઢિ દીગબર સપ્રદાયમા નથી

શ્વેતાબર સંપ્રદાયની પણ બે મુખ્ય શાખાઓ છે (૧) મૂર્તિ પૂજક અને (૨) સ્થાનકવાસી આ બન્ને સપ્રદાયની શ્રાવક તેમજ સાધુ સસ્થાઓમા પાચે પ્રકારે છયે આવશ્યકનો નિયમિત પ્રચાર અધિકાર પ્રમાણે યથાસ્થિત ચાલુજ છે

આવશ્યક અને સાધુ સમાજ

ઉપરોક્ત બન્ને શાખાઓમા સાધુઓને તો સાજ અને સવાર આવશ્યક અવસ્ય કરવાનું હોય છે, કારણ કે શાસ્ત્રમા એવી આજ્ઞા છે કે પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુઓ આવશ્યક નિયમપૂર્વક કરેજ, આ આજ્ઞા ન પાળવામા ન આવે તો તે સાધુપદનો અધિકારી નથી

આવશ્યક અને શ્રાવકસમુદાય-

શ્રાવક કે ગૃહસ્થ વર્ગમા આવશ્યક વિકલ્પે છે, અર્થાત્ જે ભાવિક અને નિયમવાળા હોય છે, તે તે અવસ્ય કરે છે અને બાકીના માટે તો આ પ્રવૃત્તિ ઐચ્છિક છે આમ હોવા છતા પણ આપણો તો અનુભવ છે કે જેઓ હમેશા આવશ્યક કરતા હોતા નથી તેઓ પણ પખવાડીયાને અંતે, ચાતુર્માસને અંતે કે છેવટે વર્ષને અંતે તો આવશ્યક કરેછેજ શ્વેતાબર સંપ્રદાયમા આવશ્યક નો એટલો બધો આદર છે કે જે વ્યક્તિ બીજે કોઈ પણ પ્રસગે ધર્મસ્થાનમા ન જતી હોય તે પણ સાવત્સરિક

પર્વ પ્રસંગે ધર્મસ્થાનમાં આવશ્યક ક્રિયા કરવાને માટે એકત્રિત થાય છે અને તે ક્રિયા કરી પોતાને અહોભાગ્ય માને છે આમ આ સંપ્રદાયમાં ઉપર્યુક્ત ક્રિયાનું મહત્વ અધિકતર છે તેથીજ આ સંપ્રદાયના અનુયાયિઓ પોતાના સંતાનોને ધાર્મિક શિક્ષણ આપતી વખતે સૌથી પહેલાં આવશ્યક ક્રિયાજ શિખવવાનો પ્રબંધ કરે છે

જૈન સમુદાયમાં આ રીતે 'આવશ્યક' માટે સાદર પ્રવૃતિ છે, તે જોતા સ્પષ્ટ થાય છે કે તેના મહત્વનુ કોઇ પણ કારણ હોવુ જોઈયે

**આવશ્યક ક્રિયાની પ્રાચીનતા**

આ કારણોના વિચારમાં પ્રવેશ કરતા પહેલાં એક વસ્તુ તપાસવી જરૂરની છે 'આવશ્યકક્રિયા'ની વિધિ ચૂર્ણિના જમાના કરતાં પણ પ્રાચીન છે કેમકે તેનો ઉલ્લેખ શ્રી હરિભદ્રસૂરિ જેવા પ્રતિષ્ઠિત આચાર્યે પોતાની 'આવશ્યક વૃત્તિ પૃષ્ટ ૭૯૦ માં કરેલ છે તેજ વિધિ ફેરફાર વિના જેમની તેમ શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયમાં ચાલી આવે છે, પરન્તુ સ્થાનકવાસી સંપ્રદાયમાં તેમ નથી આ વસ્તુ તે તે સંપ્રદાયોની સામાચારી જોવાથી સ્પષ્ટ થાય છે સ્થાનક્વાસી સંપ્રદાયની સામાચારીમાં જે પ્રકારે 'આવશ્યકક્રિયા'ના 'पुक्खर-वर-दीवड्ढे, सिद्धाणं बुद्धाणं अरिहंत चेइयाणं, आयरिय उवज्झाए, अब्भुट्ठिओमि इत्यादि' આદિ સૂત્રોમાં જેમ કાપકુપ કરવામાં આવી છે તેમ તે ક્રિયાની પ્રાચીન વિધિમાં પણ કાપકુપ કરવામા આવી છે મૂર્તિપૂજક શ્વેતામ્બર સંપ્રદાયની સામાચારીમા 'આવશ્યકક્રિયા'ના સૂત્રો તેમજ વિધિનો જે ઉલ્લેખ શ્રી હરિભદ્રસૂરિએ કર્યો છે તેમાં કાંઇપણ ફેરફાર કરવામાં આવ્યો નથી અર્થાત્ 'સામાયિક આવશ્યક' એટલે પ્રતિક્રમણની સ્થાપનાથી માંડીને પ્રત્યાખ્યાન' વા પચ્ચખાણ સુધી છયે આવશ્યકના સૂત્રો અને વિધિનો ક્રમ તેનો તેજ છે જોકે પ્રતિક્રમણની સ્થાપના પહેલાં ચૈત્યવંદન કરવાની અને છઠ્ઠા આવશ્યક

પછી સ્તવન, સજ્ઝાય, સ્તોત્ર આદિ બોલવાની જે પ્રથા સકારણ દાખલ કરવામા આવી છે જે કારણનો વિચાર આગળ કરીશુ, તેમ છતા પણ મૂર્તિપુજક સપ્રદાયની આવશ્યકક્રિયા તપાસતા સ્પષ્ટ માલુમ પડે છે કે તેમા આવશ્યકના સૂત્રો અને વિધિનો ક્રમ આજ સુધી પ્રાચીન પ્રમાણેજ ચાલ્યો આવે છે,

## આવશ્યકની વ્યાખ્યા અને તેના અધિકારી.

જે ક્રિયા અવશ્ય કરવા લાયક છે, તેજ આવશ્યક કહેવાય છે, આ ક્રિયા સર્વને માટે ન હોઇ શકે, તે અધિકારી ભેદથી જુદી જુદી પણ હોય શકે એક મનુષ્ય જે ક્રિયાને આવશ્યક સમજીને નિત્ય કરે છે, તેનેજ બીજો મનુષ્ય અનાવશ્યક સમજે છે એક મનુષ્ય કાચન અને કામિનીને આવશ્યક તરીકે સર્વસ્વ માની લઇ તે મેળવવા પોતાની સર્વ શક્તિ ખર્ચી નાખે છે, ત્યારે બીજો તેને અનાવશ્યક સમજે છે અને તેના સગથી બચવા બુદ્ધિબળનો ઉપયોગ અને પ્રયત્ન પણ કરે છે, તેથી આવશ્યકક્રિયાના સ્વરૂપનો વિચાર કરતા પહેલા તેનો અધિકારી કોણ હોઈ શકે તે વિચારવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે

સામાન્યત દેહધારી પ્રાણીઓના બે વિભાગ હોય છે (૧) અન્તર્દષ્ટિ અને (૨) બહીર્દષ્ટિ જેની દષ્ટિ આત્મામાં રમી રહી છે, અર્થાત્ જે સહજ કુદરતી સુખ પ્રગટ કરવાના વિચાર તેમજ પ્રયત્નમા મચ્યો હે છે તે જીવ અન્તર્દષ્ટિ છે આવા જીવને માટેજ આવશ્ય ક્રિયાનો વિચાર છે, આથી એતો સિદ્ધજ છે કે જે જડ પુદ્ગલમાં આત્માને ભૂલી ગયો નથી, અને કોઇ પણ જડ વસ્તુ જેની દષ્ટિને લોભાવી શક્તી નથી, તેને માટે તો આવશ્યકક્રિયા એજ ઉપયોગી વસ્તુ છે, કારણકે તેના દ્વારા આત્મા સહજ સુખનો અનુભવ કરી શકે છે વળી અન્તર્દષ્ટિ જીવ પણ સહજ સુખનો અનુભવ ત્યારેજ કરી શકે છે કે જ્યારે તેનામ સમ્યક્ત્વ, ચેતના, ચારિત્ર આદિ ગુણો પ્રગટ થઇ ચૂક્યા હોય આવાજ જીવો

આ ક્રિયાને આવશ્યક સમજે છે, આ ક્રિયા સમ્યક્ત્વ આદિ ગુણોનો વિકાસ કરનાર મહત્ત્વનું સાધન છે, આથી કરીને જ્ઞાનાદિ ગુણો પ્રગટ કરવાને સારૂ જે ક્રિયા અવશ્ય કરવા યોગ્ય છે તેજ આવશ્યક છે

એટલે 'આવશ્યક' જ્ઞાન અને ક્રિયા એ ઉભય રૂપ છે અર્થાત એ ઉપયોગપૂર્વક કરવાની ક્રિયા છે તે ક્રિયા આત્માના ગુણોને સુવાસિત (કેળવો) કરનાર હોવાથી 'આવાસક' પણ કહેવાય છે વૈદિક દર્શનમા આવશ્યકકર્મની જગ્યાએ 'નિત્યકર્મ' શબ્દ પ્રસિદ્ધ છે જૈન દર્શનમાં આવશ્યક ધ્રુવ નિગ્રહ વિશોધિ અધ્યયન ષટ્ક વર્ગ, ન્યાય, આરાધના, માર્ગ આદિ શબ્દો એવા છે કે જે 'આવશ્યક' શબ્દના સમાન અર્થવાળા અર્થાત્ પર્યાય શબ્દો છે (આવશ્યક વૃત્તિ) પૃ૦ ૫૩

આવશ્યકનુ સ્વરૂપ

સ્થૂલ દૃષ્ટિએ આવશ્યક ક્રિયાના છ વિભાગો છે (૧) સામાયિક, (૨) ચતુર્વિંશતિ સ્તવ, (૩) વન્દન (૪) પ્રતિક્રમણ (૫) કાર્યોત્સર્ગ અને (૬) પ્રત્યાખ્યાન આ દરેકના સ્વરૂપનો પણ વિચાર કરીયે

૧ સામાયિક

રાગદ્વેષને તાબે ન થતાં સમભાવ અર્થાત્ માધ્યસ્થભાવમાં રહેવું, એટલે કે સર્વની સાથે આત્માની માફક જ વ્યવહાર કરવો તે 'સામાયિક' છે (આ૦ નિ૦ ગા૦ ૧૦૩૨) તેના સમ્યક્ત્વ સામાયિક શ્રુતસામાયિક અને ચારિત્રસામાયિક એ ત્રણ ભેદ છે કારણકે સમ્યક્ત્વ, શ્રુત અને ચારિત્ર એ ત્રણ દ્વારાજ સમભાવમા સ્થિર રહી શકાય છે ચારિત્ર સામાયિક પણ અધિકારીની અપેક્ષાએ દેશ અને સર્વ એમ બે પ્રકારે છે દેશ સામાયિક ચારિત્ર ગૃહસ્થને અને સર્વ સામાયિક ચારિત્ર સાધુઓને હોય છે (આ૦ નિ૦ ગા૦ ૭૯૬) સમતા સમ્યક્ત્વ શાન્તિ સુવિહિત આદિ શબ્દો 'સામાયિક'ના પર્યાય શબ્દો છે (આ૦ નિ૦ ગા૦ ૧૦૩૩)

૨ ચતુર્વિંશતિ સ્તવ

ચોવીશ તીર્થંકર કે જે આપણો સર્વ ગુણસપન્ન આદર્શ છે તેમની સ્તુતિ કરવી તે 'ચતુર્વિંશતિ સ્તવ' તેના દ્રવ્ય અને ભાવ

એ બે પ્રકાર છે પુષ્પાદિ સાત્વિક સાધન દ્વારા તીર્થંકરોની પૂજા કરવી તે 'દ્રવ્યસ્તવ', અને તેમના વાસ્તવિક ગુણોનુ ધ્યાન કે સ્તુતિ કરવી તે 'ભાવસ્તવ' (આ૦ સૂ૦ પૃ૦ ૪૯૨) અધિકારી વિશેષે દ્રવ્યસ્તવ પણ ગૃહસ્થને અતિ લાભ દાયક છે તે વાત વિસ્તારપૂર્વક આવશ્યકનિર્યુક્તિ પૃ૦ ૪૯૨-૩ મા બતાવી છે

### ૩ વન્દન

જેના દ્વારા પૂજ્ય કે ગુરુજન પ્રતિ બહુમાન પ્રગટ કરી શકાય તેવો પ્રકારનો મન, વચન અને કાયાનો વ્યાપાર કે પ્રવૃત્તિ તે 'વન્દન' છે, શાસ્ત્રમા વન્દનને ચિતિ-કર્મ, કૃતિકર્મ, પૂજાકર્મ આદિ પર્યાય શબ્દ વડે પણ ઓળખાવ્યું છે (આ૦ નિ૦ ગા૦ ૧૧૦૩) વન્દનનું ખરૂં સ્વરૂપ જાણવા માટે વન્દ્ય કોણ કોણ છે? તેના પ્રકાર કેટલા? અવન્દ્ય વન્દનથી દોષ શો? વન્દન કરતી વખતે શા શા દોષો દૂર કરવા? આદિ વસ્તુ જાણવાની જરૂર છે

દ્રવ્ય અને ભાવ બન્ને ચારિત્રથી યુક્ત મુનિઓ વન્દન કરવા યોગ્ય છે (આ૦ નિ૦ ગા૦ ૧૧૦૬) આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર અને રત્નાધિક એ પાંચ પ્રકારના મુનિ વન્દ્ય છે (આ૦ નિ૦ ગા૦ ૧૧૯૫) જે દ્રવ્યલિંગ (વેષ આદિ) અને ભાવલિંગ (આત્મજાગૃતિ) એ બેમાંથી એક કે બન્નેથી રહિત છે તે અવન્દ્ય છે અવન્દનીય અને વન્દનીયના સ્વરૂપ વિષે સિક્કાની ચતુર્ભંગી પ્રસિદ્ધ છે (આ૦ નિ૦ ગા૦ ૧૧૩૮)

જેમ ચાંદી શુદ્ધ હોવા છતાં તેના પરની છાપ બરાબર ન હોય તો તે સિક્કો ગ્રહણ કરી શકાતો નથી, તેમ જે ભાવલિંગ યુક્ત છે, પરન્તુ દ્રવ્યલિંગ રહિત છે તેવા પ્રત્યેકબુદ્ધ આદિને વન્દન કરી શકાતુ નથી. જેમ ચાંદી અશુદ્ધ હોય, અને તેના પર છાપ બરાબર હોય તો પણ તે સિક્કો ગ્રાહ્ય થતો નથી તેમ દ્રવ્ય લિંગ હોવા છતાં ભાવલિંગ ન હોય એવા પાર્શ્વસ્થ

આદિ પાચ પ્રકારના કુસાધુને પણ વન્દન કરવુ યોગ્ય નથી જેમ અશુદ્ધ ચાદી પર બરાબર છાપ ન હોય તેવા સિક્કા ચાલતા નથી, તેમ દ્રવ્ય અને ભાવ તે બન્ને લિંગથી રહિત સાધુ પણ વન્દનીય નથી. તો પછી વન્દનીય માત્ર તેજ છે કે જે શુદ્ધ ચાદી અને તે પર ચોખ્ખી છાપ હોય તેવા સિક્કાની માફક દ્રવ્ય અને ભાવ એ બન્નેલિંગ સહિત હોય ( આ૦ નિ૦ ગા૦ ૧૧૩૮ ) અવન્દ્યને વન્દન કરનારને કર્મની નિર્જરા થતી નથી, તેમ કીર્તિ પણ મળતી નથી, પરન્તુ અસયમ આદિ દોષોના અનુમોદન દ્વારા [illegible] જ છે ( આ નિ૦ ગા૦ ૧૧૦૮ ) અવન્દ્યને વન્દ[illegible] કરાવવી વન્દન કરનારનેજ દોષ લાગે છે એટલુ જ નહિ પણ ગુણી પુરુષો દ્વારા પોતાને વન્દન કરાવવાથી અસયમની વૃદ્ધિ દ્વારા અવન્દનીય આત્માને પણ અધપાત થાય છે ( આ૦ નિ૦ ગા૦ ૧૧૧૦ ) વન્દન બત્રીશ દોષ રહિત હોવુ જોઇયે, અનાદૃત આદિ બત્રીશ દોષ આ૦ નિ૦ ગા૦ ૧૨૦૭ થી ગા૦ ૧૨૧૧ મા બતાવ્યા છે

### ૪ પ્રતિક્રમણ

પ્રમાદ યા અજાગ્રત દશાને લઈ આત્મા અશુભ યોગ( વ્યાપાર ) ને પ્રાપ્ત કરે તો તેને ફરી શુભ યોગ પ્રાપ્ત કરાવવો તે 'પ્રતિક્રમણ'* છે તેમજ અશુભ યોગને છોડી ઉત્તરોત્તર શુભ યોગમાં વર્તવુ

---

* स्वस्थानाद्य परस्थानं, प्रमादस्य वशाद्गत ।
तत्रैव क्रमणं भूय प्रतिक्रमणमुच्यते ॥ १ ॥
प्रति प्रति वर्तनं वा, शुभेषु योगेषु मोक्षफलदेषु ।
निःशल्यस्य यतेर्यत्, तद्वा ज्ञेयं प्रतिक्रमणम् ॥ १ ॥

આવશ્યકસૂત્ર પૃ ૫૫૩

પ્રમાદને લઇ પોતાના સ્થાનથી પરસ્થાનને વિષે આત્મા ગયો હોય તેને ત્યાંથી પાછો ફેરવી સ્વસ્થાનમા લાવવો એ પ્રતિક્રમણ છે શલ્ય રહિત બનીને મોક્ષ રૂપી ફલને દેનાર શુભ યોગને વિષે વારવાર વર્તન કરવુ એ પણ પ્રતિક્રમણ છે

ણ 'પ્રતિક્રમણ' છે પ્રતિચરણ, પરિહરણ, વારણ નિવૃત્તિ, નિન્દા, ર્હા, અને શોધિ આદિ શબ્દો પ્રતિક્રમણના પર્યાય શબ્દો છે આ૦ નિ૦ ગા૦ ૧૨૩૩ ) આ શબ્દોના ભાવ બતાવવા દરેક બ્દની વ્યાખ્યા પર એક એક મનોરંજક દૃષ્ટાંત પણ આપેલ છે આ૦ નિ૦ ગા૦ ૧૨૪૨ )'

પ્રતિક્રમણનો અર્થ પાછુ ફરવુ એટલે એક સ્થિતિમાંથી ફરી ળ સ્થિતિમા આવવુ એટલોજ છે, આ સામાન્ય વ્યાખ્યા પ્રમાણે અશુભ યોગ ત્યાગી, શુભ યોગ પ્રાપ્ત કરી ફરી અશુભ યોગમા વવુ તે પણ પ્રતિક્રમણ કહી શકાય, માટેજ પ્રતિક્રમણના પ્રશસ્ત ને અપ્રશસ્ત એવા બે ભેદ પાડેલા છે ( આ૦ વૃ૦ પૃ૦ ૫૫૨ ) ાવશ્યકક્રિયામાં જે પ્રતિક્રમણ છે તે અપ્રશસ્ત નહિ, પરન્તુ શસ્ત છે, કારણકે અહીં માત્ર અન્તર્દષ્ટિ અર્થાત્ આધ્યાત્મિક ષ્ટિનોજ વિચાર કરેલ છે

દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક આદિ તિક્રમણના પાચ ભેદ પણ પ્રાચીન અને શાસ્ત્રસમ્મત છે, કારણકે તેનો ઉલ્લેખ શ્રી ભદ્રબાહુસ્વામિએ પણ કરેલો છે ( આ૦ નિ૦ ગા૦ ૧૨૪૭ ) કાળભેદથી ત્રણ પ્રકારના પ્રતિક્રમણ પણ કહ્યા છે, (૧) ભૂતકાળમાં લાગેલ દોષની આલોચના કરવી (૨) સવર કરી વર્તમાનકાળના દોષથી રક્ષણ કરવુ અને (૩) પ્રત્યાખ્યાન દ્વારા ભવિષ્યકાળના દોષોને રોકવા ( આ૦ વૃ૦ પૃ૦ ૫૫૧ )

આત્માની ઉત્તરોત્તર વિશેષ શુદ્ધ સ્વરૂપસ્થિરતા થાય તેવી ઇચ્છા રાખનાર અધિકારી જીવોએ એ પણ જાણવુ જરૂરનું છે કે પ્રતિક્રમણ શાનુ કરવાનુ છે? મિથ્યાત્વ, અવિરતિ કષાય અને અપ્રશસ્ત યોગ એ ચારનુ પ્રતિક્રમણ કરવાનુ છે, અર્થાત્ મિથ્યાત્વ તજી સમકિત મેળવવુ, અવિરતિ તજી વિરતિ (ત્યાગ) સ્વીકારવો, કષાય

દૂર કરી ક્ષમા આદિ ગુણો પ્રગટાવવા અને સમાર વધારનાર વૃત્તિ તજી આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરવી

સામાન્ય રીતે પ્રતિક્રમણના દ્રવ્ય અને ભાવ એમ બે પ્રકાર છે ભાવ પ્રતિક્રમણજ ઉપાદેય છે દ્રવ્ય પ્રતિક્રમણ નહિ જે ક્રિયા લોકોને બતાવવા અર્થે કરવામા આવે તે દ્રવ્ય પ્રતિક્રમણ છે દોષનુ પ્રતિક્રમણ કર્યા પછી પણ તે તે દોષનુ વારવાર સેવન કરવુ તે પણ દ્રવ્ય પ્રતિક્રમણ છે દ્રવ્ય પ્રતિક્રમણથી આત્મશુદ્ધિ થવાને બદલે ધૃષ્ટતા દ્વારા અને દોષોની પુષ્ટિ થાય છે તેના પર આપેલ કુભાર અને કુલ્લક સાધુનુ દૃષ્ટાંત આગમવૃદ્ધપ્રસિદ્ધ છે

૫ કાયોત્સર્ગ

ધર્મ કે શુક્લ ધ્યાન માટે એકાગ્ર બની, શરીર પરથી મમત્વનો ત્યાગ કરવો એ કાયોત્સર્ગ છે તે યથાર્થ રીતે કરવા માટે તેના દોષો તજવા જોઈએ એ દોષ ઘોટક આદિ ઓગણીશ પ્રકારના છે (આ૦ નિ૦ ગા૦ ૧૫૪૬-૪૭)

કાયોત્સર્ગથી દેહ અને બુદ્ધિની જડતા દૂર થાય છે કારણ કે તેનાથી વાત વગેરે ધાતુઓની વિષમતા (અસમાનતા) દૂર થઈ, પરિણામે બુદ્ધિની મંદતા દૂર થઈ જાય છે, અને વિચાર શક્તિનો વિકાસ થાય છે સુખદુઃખતિતિક્ષા અર્થાત્ અનુકૂળ અને પ્રતિકૂળ એવા બન્ને પ્રકારના સંયોગોમા સમભાવ રાખવાની શક્તિ તેનાથી પ્રાપ્ત થાય છે ભાવના અને ધ્યાનનો અભ્યાસ પણ પુષ્ટ બને છે અને અતિચારનુ ચિંતન પણ કાયોત્સર્ગમા સારી રીતે થઈ શકે છે આમ કાયોત્સર્ગ એ બહુ મહત્ત્વની ક્રિયા છે

કાયોત્સર્ગમાં અંદર લેવાતા એક શ્વાસોશ્વાસનું કાલપ્રમાણ શ્લોકના એક ચરણના ઉચ્ચારના કાલપ્રમાણના જેટલું છે

ત્યાગ તે 'પ્રત્યાખ્યાન' છે, ત્યાગ કરવા યોગ્ય વસ્તુઓ દ્રવ્ય અને ભાવ એ બે પ્રકારે છે અન્ન, વસ્ત્ર, ધન આદિ બાહ્ય વસ્તુઓ દ્રવ્ય રૂપે છે, જ્યારે અજ્ઞાન, અસંયમ, કષાય આદિ વૈભાવિક પરિણામ ભાવ રૂપે છે અન્ન આદિ બાહ્ય વસ્તુઓનો ત્યાગ પણ અજ્ઞાન આદિ ભાવત્યાગ માટે ભાવપૂર્વક કરવો જોઈએ, જે દ્રવ્યત્યાગ, ભાવત્યાગપૂર્વક ભાવત્યાગ માટે કરવામા આવતો નથી તે ત્યાગથી આત્માના ગુણોની પ્રાપ્તિ કે તેનો વિકાસ પણ થતો નથી

શ્રદ્ધા, જ્ઞાન, વન્દન, અનુપાલન, અનુભાષણ અને ભાવ એ છયે શુદ્ધિ સહિત કરેલ પ્રત્યાખ્યાન શુદ્ધ છે ( આ૦ ટી પૃ ૮૪૭, )

પ્રત્યાખ્યાનનું બીજુ નામ 'ગુણધારણ' છે કારણકે તેના વડે અનેક ગુણની પ્રાપ્તિ થાય છે પ્રત્યાખ્યાન કરવાથી આસ્રવનો નિરોધ અથવા સંવર થાય છે, સંવરથી તૃષ્ણાનો નાશ અને તૃષ્ણાના નાશથી અનુપમ સમભાવ ઉત્પન્ન થાય છે, જેનાવડે ક્રમશ મોક્ષનો પણ લાભ થાય છે

## આવશ્યકક્રિયાના ક્રમની સ્વાભાવિકતા તથા ઉપપત્તિ:

જે જીવો અન્તર્દષ્ટિ છે, તેના જીવનનો મુખ્ય ઉદ્દેશ સમભાવ અર્થાત્ સામાયિક પ્રાપ્ત કરવાનો છે, તેથી તેના દરેક વ્યવહારમા સમભાવ સ્પષ્ટ દેખી શકાય છે આવા જીવો જ્યારે કોઈ જીવોને સમભાવની ટોચે ચઢેલ જુએ કે જાણે છે ત્યારે તે-ઓના સ્વાભાવિક ગુણોની સ્તુતિ કરે છે, તે ઉપરાન્ત સમભાવમાં સ્થિત સાધુ પુરુષોને વન્દન કે નમસ્કાર કરવાનુ પણ તે ભૂલતો નથી. આવા અન્તર્દૃષ્ટિ જીવના જીવનમા એવી સ્ફૂર્તિ અર્થાત્ અપ્રમત્તતા કે સાવધાનતા હોય છે કે તેઓ કદાચિત પૂર્વવાસના કે કુસંગને કારણે સમભાવથી પતિત થાય તો પણ, તે પ્રમત્તતાના કારણેનુ

પ્રતિક્રમણ કરી પોતાની પૂર્વ સ્થિતિ (સમભાવ) પ્રાપ્ત કરીજ લે છે, અને કોઇ કોઇ વાર તો તે સ્થિતિથી પણ આગળ વધી જાય છે ધ્યાન તે આધ્યાત્મિક જીવનની ચાવી છે તેથીજ અન્તર્દષ્ટિ જીવો વારવાર ધ્યાન કરે છે ધ્યાન દ્વારા આત્મશુદ્ધિ કરતા કરતા તેઓ આત્મસ્વરૂપમા વિશેષપણે લીન થઈ જાય છે અને પરિણામે જડ વસ્તુઓના ભોગના ત્યાગરૂપ પ્રત્યાખ્યાન તેમને માટે કુદરતી ક્રિયાજ બની જાય છે

આમ જોતાં સ્પષ્ટ થાય છે કે આધ્યાત્મિક પુરૂષોના ઉચ્ચ અને સ્વાભાવિક જીવનના પૃથક્કરણ રૂપેજ 'આવશ્યકક્રિયા' છે, એમ હોવાથી તેનો ક્રમ પણ તેટલોજ સ્વાભાવિક અને કુદરતી છે

**ક્રમની સ્વાભાવિકતાની ઉપપત્તિ**—જ્યાં સુધી સામાયિક પ્રાપ્ત ન થાય ત્યાં સુધી 'ચતુર્વિંશતિ સ્તવ' ભાવપૂર્વક થઈ શકતું નથી, કારણ કે જ્યાં સુધી આત્મા પોતેજ સ્થિરતે સમભાવમાં હોતો નથી ત્યાં સુધી સમભાવના શિખરે રહેલ મહાન પુરૂષોમા રહેલ ગુણો તે જાણી શકતો નથી તેમજ તે ગુણોથી ઉત્સાહિત અને પ્રસન્ન બની તેની પ્રશસા પણ કરી શકતો નથી આમ હોવાથી જ સામાયિકની પછી ચતુર્વિંશતિ સ્તવ છે

ચતુર્વિંશતિ સ્તવ કરનાર અધિકારી 'વન્દન' પણ વિધિપૂર્વક કરી શકે છે, કારણકે ચોવીશ તીર્થંકરના ગુણોથી પ્રસન્ન થઈ જેણે તેમની સ્તુતિ કરી નથી તે તીર્થંકરમાર્ગના ઉપદેશક સદ્ગુરૂને ભાવપૂર્વક વન્દન કરી શકતો જ નથી આથી કરીનેજ ચતુર્વિંશતિ સ્તવની પછી 'વન્દન'નો ક્રમ છે

વન્દનની પછી 'પ્રતિક્રમણ' રાખવાનો હેતુ એ છે કે આલોચના ગુરૂ સમક્ષ જ કરી શકાય જે ગુરૂવન્દન કરતો નથી, તેને આલોચના કરવાનો પણ અધિકાર નથી. ગુરૂવન્દન સિવાય કરેલ

આલોચના નામ માત્રની જ આલોચના છે તેનાથી કોઈપણ સાધ્યસિદ્ધિ થઈ શકતી નથી સાચી આલોચના કરનાર અધિકારી જીવના પરિણામ એટલા નમ્ર અને કોમળ બની જાય છે કે તે સ્વયમેવ ગુરુના ચરણમા પોતાનુ મસ્તક ઢાળી દે છે આથી કરીને વન્દન પછી 'પ્રતિક્રમણ' છે

કાયોત્સર્ગ માટે જરૂરી યોગ્યતા પ્રતિક્રમણ કર્યા પછીજ પ્રાપ્ત થાય છે, કારણકે જ્યા સુધી પ્રતિક્રમણદ્વારા પાપની આલોચના કરી ચિત્તશુદ્ધિ કરી નથી, ત્યા સુધી ધર્મધ્યાન કે શુક્લધ્યાન માટે એકાગ્રતા પ્રાપ્ત કરવાનો જે કાયોત્સર્ગનો ઉદ્દેશ છે તે કોઈપણ રીતે સફળ થતો નથી. આલોચના દ્વારા ચિત્તશુદ્ધિ કર્યા વિના જે કાયોત્સર્ગ કરે છે, તેના મુખમાથી ગમે તેવા પરમ પવિત્ર શબ્દોનો જાપ થાય તો પણ, તેના અંતરમા ઉચ્ચ ધ્યેયનો વિચાર કદી પણ ઉદ્‌ભવી શકતો નથી, કારણ કે અનુભવેલ વિષયોનું ચિન્તન ધ્યાનમા ખડુ થઈ જાય છે માટે જ પ્રતિક્રમણ પછી 'કાયોત્સર્ગ'નો ક્રમ છે,

કાયોત્સર્ગ કરી વિશેષ ચિત્તશુદ્ધિ, એકાગ્રતા અને આત્મબળ જે પ્રાપ્ત કરે છે, તેજ પ્રત્યાખ્યાનનો સાચો અધિકારી છે જેણે એકાગ્રતા પ્રાપ્ત કરી નથી, તેમજ સંકલ્પબળનો સંગ્રહ કર્યો નથી, તે કદી પ્રત્યાખ્યાન કરે તો પણ, તેનો સારી રીતે નિર્વાહ કરી શકતો નથી પ્રત્યાખ્યાન સર્વથી છેલ્લી આવશ્યકક્રિયા છે, કારણ કે તેને માટે વિશેષ ચિત્તશુદ્ધિ અને વિશેષ ઉત્સાહની આવશ્યકતા છે, તે કાયોત્સર્ગ કર્યા વિના પ્રાપ્ત થઈ શકતા નથી આમ હોવાથી કાયોત્સર્ગ પછી જ 'પ્રત્યાખ્યાન' આવે છે

આમ વિચાર તેમજ અનુભવથી પ્રતીતિ થાય છે કે છ આવશ્યકનો જે ક્રમ છે તે, વિશેષ કાર્યકારણભાવની સાંકળથી સંકળાયેલો

છે જેમાં ફેરફાર કરવાથી તેની સ્વાભાવિકતા ખંડન થયા વિના અન્ય કાંઈ પરિણામ ન સંભવી શકે

### આવશ્યકક્રિયાની આધ્યાત્મિકતા

જે ક્રિયા આત્માના વિકાસને લક્ષમાં રાખી કરવામાં આવે છે તે આધ્યાત્મિક ક્રિયા છે આત્માનો વિકાસ એટલે સમ્યક્ત્વ,ચેતના ચારિત્ર આદિ જીવના સ્વાભાવિક ગુણોની ક્રમશઃ શુદ્ધિ કે વૃદ્ધિ આ કસોટીપર છયે આવશ્યકને કસી જોતાં અસાંત રીતે સ્પષ્ટ થશે કે આવશ્યક એ સાચી આધ્યાત્મિક ક્રિયા છે

### છયે આવશ્યકની કસોટી

સામાયિકનું ફલ પાપજનક વ્યાપારનો ત્યાગ છે તેનાથી કર્મની નિર્જરા થઇ આત્માના ગુણોનો વિકાસ થાય છે ચતુર્વિંશતિ સ્તવનો ઉદ્દેશ ગુણાનુરાગની વૃદ્ધિ દ્વારા ગુણની શુદ્ધિ છે તે દ્વારા પણ આત્માના ગુણોની શુદ્ધિ તેમજ વિકાસ થાય છે વન્દન દ્વારા વિનય ગુણ પ્રાપ્ત થાય છે, માનના ચૂરેચૂરા થઇ જાય છે ગુરૂજનનું પૂજન થાય છે, અને તીર્થંકરની આજ્ઞાનું પાલન થાય છે, આ ઉપરાંત વન્દન કરનારને નમ્રતાને લઇ શાસ્ત્રશ્રવણની તક પ્રાપ્ત થાય છે, જેનાથી ક્રમશઃ જ્ઞાન, વિજ્ઞાન પ્રત્યાખ્યાન સંયમ, અનાસ્રવ, તપ, કર્મનાશ, અક્રિયા અને સિદ્ધિ આદિ ફળ થાય છે (આ૦નિ૦ ગા૦ ૧૨૧૧ તથા વૃત્તિ) આમ જોતા ઉપરોક્ત ત્રણે ક્રિયાઓ આત્મ વિકાસના સાધનરૂપ હોવાથી આધ્યાત્મિક જ છે

આત્મા સંપ રીતે તો પૂર્ણ શુદ્ધ અને પૂર્ણ બલવાન છે પરન્તુ અનાદિ કાળથી વિવિધ વાસનાના પ્રવાદમાં તણાતો રહ્યો હોવાથી દોષોના અનેક પડોથી તે દબાઇ ગયો છે અને તેથી જ્યારે તે જરા પણ ઉઠવાને સાહસ અને પ્રયત્ન કરે છે ત્યારે અનાદિ અભ્યાસને લઇ ભૂલો કરે છે આમ બને એ સ્વાભાવિક જ છે આ

કારણને લઇ આત્મા જ્યાં સુધી ભૂલોનું સંશોધન ન કરે ત્યાં સુધી સ્વસિદ્ધિ થઈ શકતી નથી તેથી જ વખતો વખત થઈ ગયેલી ભૂલોને યાદ કરી પ્રતિક્રમણ દ્વારા વારંવાર તે ન થઈ જાય એ પ્રકારનો નિશ્ચય કરવામાં આવે છે આમ જેનાં પ્રતિક્રમણનો ઉદ્દેશ પ્રથમ થયેલ દોષોને દૂર કરવા, અને તે દોષો ફરી ન થાય તે માટે સાવધાની (ઉપયોગ) રાખવી એ છે પ્રતિક્રમણ કરવાથી આત્મા દોષોથી મુક્ત બને છે અને શુદ્ધ સ્થિતિ પ્રાપ્ત કરે છે કાયોત્સર્ગ ચિત્તની એકાગ્રતા ઉત્પન્ન કરે છે અને આત્માને પોતાના શુદ્ધ સ્વરૂપનો વિચાર કરવાની તક આપે છે, જેના વડે આત્મા નિર્ભય બની પોતાનાં કઠણમાં કઠણ ઉદ્દેશને સિદ્ધ કરી શકે છે આમ આ બન્ને ક્રિયાઓ પણ આધ્યાત્મિક જ જણાય છે

દુનીયામાં જે કાંઈ વસ્તુઓ છે તે સર્વે કોઈથી ભોગવી શકાતી નથી, અને તેમાંની કેટલીક તો ભોગવવા યોગ્ય પણ હોતી નથી, આ ઉપરાન્ત વસ્તુઓના અપરિમિત ભોગથી વાસ્તવિક શાન્તિ પણ પ્રાપ્ત થતી નથી આમ હોવાને લઇને પ્રત્યાખ્યાન દ્વારા મુમુક્ષુગણ પોતાને ન ભોગવવાની વસ્તુઓના ભોગોથી બચાવી લઈ સ્થાયી આત્મશાન્તિ પ્રાપ્ત કરે છે આ રીતે પ્રત્યાખ્યાનની ક્રિયા પણ આધ્યાત્મિક છે

**ભાવ આવશ્યકની મહત્તા** ભાવ આવશ્યક તે લોકોત્તર ક્રિયા છે, કારણ કે મોક્ષના જ ઉદ્દેશથી આધ્યાત્મિક મનુષ્ય ઉપયોગ પૂર્વક તે ક્રિયા કરે છે, તેથી તેનું સમર્થન લોકોત્તર તેમજ વ્યવહારિક દૃષ્ટિએ પણ થઇ શકે છે, કારણ કે આવશ્યક ક્રિયાના અધિકારી પણ વ્યવહારનિષ્ઠ મનુષ્યો જ હોય છે

**લોકોત્તર નિશ્ચય દૃષ્ટિએ આવશ્યક-ક્રિયાની મહત્તા**

જે તત્ત્વોને લઇ મનુષ્યજીવન અન્ય પ્રાણીજીવન કરતાં

ઉચ્ચ સમજવામાં આવે છે અને અંતે જે વડે વિકાસની પરાકાષ્ઠાએ પહોંચી શકાય છે તે તત્ત્વો આ રહ્યાં

(૧) સમભાવ અર્થાત્ શુદ્ધ શ્રદ્ધા જ્ઞાન અને ચારિત્રનું સંમિશ્રણ (૨) જીવનને વિશુદ્ધ બનાવવા માટે સર્વોપરિ જીવન ગાળેલી વિભૂતિઓને આદર્શ રૂપે સ્વીકારી તેમના પ્રતિ સતત્ આત્મભાન દૃષ્ટિ રાખવી (૩) ગુણીજનોનું બહુમાન અને વિનય કરવો, (૪) કર્તવ્યના સ્મરણ અને તેના પાલનમાં પણ થયેલ સ્ખલનાઓનું કપટ રહિતપણે અવલોકન કરી, શોધી, ફરી તેવી ભૂલો ન થઈ જાય તે અર્થે આત્માને જાગૃત રાખવો (૫) ધ્યાનનો અભ્યાસ કરી પ્રત્યેક વસ્તુના સ્વરૂપને યથાર્થ સમજી લેવા વિવેક શક્તિનો વિકાસ કરવો અને (૬) ત્યાગ વૃત્તિ દ્વારા સંતોષ અને સહનશીલતાની વૃદ્ધિ કરવી

ઉપર્યુક્ત તત્ત્વોપર આવશ્યક્રિયા રૂપ મહેલ ટકેલ છે, તેથીજ શાસ્ત્ર* કહે છે કે આવશ્યકક્રિયા આત્માને તેણે પ્રાપ્ત કરેલ ભાવથી

---

* गुणवद्बहुमानादेर्नित्यस्मृत्या च सत्क्रिया ।
जातं न पातयेद्भावमजातं जनयेदपि ॥ ५ ॥
क्षायोपशमिके भावे, या क्रिया क्रियते तया ।
पतितस्यापि तद्भावप्रवृद्धिर्जायते पुनः ॥ ६ ॥
गुणवृद्ध्यै ततः कुर्यात्, क्रियामस्खलनाय वा ।
एकं तु संयमस्थानं जिनानामवतिष्ठते ॥ ७ ॥

જ્ઞાનસાર ( ક્રિયાષ્ટક )

ગુણીના બહુમાન આદિ તેમજ નિત્યસ્મરણપૂર્વક કરાતી સત્ક્રિયા ઉત્પન્ન થયેલ ભાવને પડવા દેતી નથી અને ઉત્પન્ન નહિ થયેલ ભાવને પણ ઉત્પન્ન કરે છે

ક્ષાયોપશમિક ભાવમાં યા અપૂર્ણ દશામાં જે ક્રિયા કરવામાં આવે છે તેથી પતિત થયેલ આત્માની પણ ફરી ભાવવૃદ્ધિ થાય છે.

તેથી ગુણવૃદ્ધિ માટે અર્થાત્ સ્ખલના ન થાય તે માટે ક્રિયા કરવી જ જોઈએ એક સંયમસ્થાન તો જીનેશ્વરોને પણ રહે છે

પતિત થવા દેતો નથી, અને વિશેષમા તેનામા અપૂર્વ ભાવ ઉત્પન્ન કરે છે, વળી ક્ષાયોપશમિક ભાવથી કરાતી ક્રિયા વડે પણ પતિત આત્મા ફરી ભાવવૃદ્ધિ કરી શકે છે આમ ગુણોની વૃદ્ધિ તેમજ પ્રાપ્ત થયેલ ગુણમા સ્ખલના ન થાય તે અર્થે પણ આવશ્યક ક્રિયાનું આચરણ ઉપયોગી છે કારણ કે તે એક પ્રકારનું આત્મસંરક્ષક તત્વ છે

## વ્યવહારિક દૃષ્ટિએ આવશ્યકક્રિયાની મહત્તા

વ્યવહારમાં આરોગ્ય, કૌટુમ્બિક નીતિ, સામાજિક નીતિ આદિ વિષયો ગણી શકાય, આ વિષયોનો સબંધ આવશ્યકક્રિયા સાથે કેમ ઘટી શકે તે પણ તપાસીયે

આરોગ્ય માટે માનસિક પ્રસન્નતાની જરૂર છે, જગતમા જોકે એવાં અનેક સાધન છે કે જેના દ્વારા ઓછા વત્તા પ્રમાણમાં પ્રસન્નતા મેળવી શકાય છે, પરન્તુ વિચાર કરતા એમ ભાન થાય છે કે સ્થાયી માનસિક પ્રસન્નતા તો, જે તત્ત્વો પર આવશ્યકક્રિયા રૂપ મહેલ ટકી રહેલો છે તેના વિના કોઇપણ પ્રકારે પ્રાપ્ત કરી શકાતી નથી કૌટુમ્બિક નીતિનો મુખ્ય ઉદ્દેશ સમસ્ત કુટુમ્બને સુખી બનાવવુ એ છે, આને માટે નાના મોટા સર્વમા એક બીજા પ્રતિ પરસ્પર વિનય, આજ્ઞાપાલન, નિયમશીલતા અને અપ્રમાદ આદિ ગુણોની જરૂર છે, આ સર્વે ગુણ આવશ્યકક્રિયાના આધારભૂત ઉપર્યુક્ત તત્ત્વો સિવાય કોઈપણ રીતે પ્રાપ્ત થઈ શકતા નથી. સામાજિક નીતિનો ઉદ્દેશ સમાજની સુવ્યવસ્થા છે, અને તેને માટે વિચારશીલતા, પ્રામાણિકતા, દીર્ઘદર્શિતા અને ગભીરતા આદિ ગુણો જીવનમા હોવા જોઇયે આ સર્વે આવશ્યકક્રિયાના છ મૂળભૂત તત્ત્વો વિના કોઇ રીતે આવી શકતા નથી.

આમ વિચારતાં સ્પષ્ટ પ્રતીતિ થાય છે કે શાસ્ત્રીય અને વ્યાવહારિક એ બન્ને દષ્ટિએ આવશ્યક ક્રિયા પરમ લાભપ્રદ છે

## ' પ્રતિક્રમણ ' શબ્દ ની રુઢિ

પ્રતિક્રમણ શબ્દ ની વ્યુત્પત્તિ પ્રતિ ક્રમણ'એ પ્રમાણે છે, એ વ્યુત્પત્તિ પ્રમાણે તેનો અર્થ પાછુ ફરવુ એટલો જ થાય છે પરંતુ રૂઢિબળે પ્રતિક્રમણ શબ્દ ' ચોથા આવશ્યક ' અને 'છ આવશ્યક ના સમુદાય નુ ભાન કરાવે છે કેન્તા અર્થમા તે શબ્દની પ્રસિદ્ધિ એટલી બધી થઇ ગઇ છે કે આજ તો આવશ્યક'ની જગ્યાએ છ આવશ્યકના સમુદાય માટે પણ 'પ્રતિક્રમણ' શબ્દ વપરાય છે અને વ્યવહારમા તેમજ અર્વાચીન ગ્રથોમા 'પ્રતિક્રમણ' શબ્દ એક પ્રકાર 'આવશ્યક શબ્દનો પર્યાય બની ગયો છે પ્રાચીન ગ્રથોમા પ્રતિક્રમણ શબ્દનો ઉપયોગ ' સામાન્ય આવશ્યક 'ના અર્થમા સુદ્ધા દેખાતો નથી. પ્રતિક્રમણ હેતુ ગર્ભ, પ્રતિક્રમણ વિધિ ધર્મ સગ્રહ આદિ અર્વાચીન ગ્રથોમા પ્રતિક્રમણ ' શબ્દ સામાન્ય આવશ્યકના અર્થમા વપરાયેલો છે અને સામાન્ય મનુષ્યો પણ આવશ્યકનાજ અર્થમા પ્રતિક્રમણ શબ્દનો અસ્ખલિત ઉપયોગ કરતા હોય એવો અનુભવ થાય છે

અહી પ્રતિક્રમણ શબ્દનો અર્થ સામાન્ય આવશ્યક અર્થાત્ છયે આવશ્યકનો સમુદાય છે આ જગ્યાએ બે પ્રશ્ન ઉપસ્થિત થાય છે (૧) પ્રતિક્રમણના અધિકારી કોણ ? અને (૨) પ્રતિક્રમણવિધાનની રીતિ જે પ્રચલિત છે તે શાસ્ત્રીય અને યુક્તિસગત છે કે કેમ ?

## પ્રતિક્રમણના અધિકારી

પ્રથમ પ્રશ્નનો ઉત્તર એ છે કે સાધુ અને શ્રાવક એ બન્ને પ્રતિક્રમણના અધિકારી છે કારણકે શાસ્ત્રમા સાધુ અને શ્રાવક એ બન્ને માટે દૈવસિક અને રાત્રિક એ બે

પ્રતિક્રમણ અવશ્ય કર્તવ્ય[1] રૂપે બતાવ્યા છે અને અતિચાર આદિ પ્રસંગ હોય કે ન હોય તો પણ પ્રથમ અને ચરમ [ છેલ્લા ] તીર્થંકરના શાસનમાં પ્રતિક્રમણ ધર્મ જ ધર્મ[2] બતાવ્યો છે

પ્રતિક્રમણની પદ્ધતિ

બીજો પ્રશ્ન એ છે કે સાધુ અને શ્રાવક એ બેનો પ્રતિક્રમણની પદ્ધતિ સાથે કેવો સબંધ છે ? સર્વ સાધુઓને ચારિત્રાવરણીય કર્મનો ક્ષયોપશમ ઓછે વત્તે ન્યૂનાધિક હોય પરન્તુ સામાન્યત તે સર્વ સર્વવિરતિભાવવાળા એટલે ત્રિવિધે ત્રિવિધે ( મન,વચન અને કાયા દ્વારા સાવદ્ય કાર્ય કરવા, કરાવવા અને અનુમોદવાના ત્યાગ રૂપે ) પાચ મહાવ્રત ધારણ કરેલ હોય છે, આમ હોવાથી તે સર્વને પાચે વ્રતોમા લાગેલ અતિચારના સશોધન રૂપ આલોચના અર્થાત્ પ્રતિક્રમણ નામનુ ચોથુ આવશ્યક સમાન રીતે કરવુ જોઇયે, અને તેને માટે સર્વ સાધુઓએ સમાન જ આલોચનાસૂત્ર બોલવુ જોઇયે આ પ્રમાણે જ આલોચના અને એ જ આલોચના સૂત્રની રૂઢિ તેમનામા હજી પણ પ્રચલિત છે.

---

१ समणेण सावएण, अवस्सकायव्वयं हवइ जम्हा ।
अन्ते अहोणिसस्स य, तम्हा आवस्सयं नाम ॥ २ ॥
આવશ્યક વૃત્તિ૦ પૃ૦ ૫૩

સાધુ અને શ્રાવકોએ રાત્રિ અને દિવસને અન્તે અવશ્ય કરવુ જોઇયે એ આવશ્યક છે

२ सपडिक्कमणो धम्मो, पुरिमस्स य पच्छिमस्स य जिणस्स।
मज्झिमयाण जिणाण, कारणजाए पडिक्कमणं ॥ १२४४॥
આવશ્યક નિર્યુક્તિ

પહેલા અને છેલ્લા તીર્થંકરના શાસનમા ધર્મ સપ્રતિક્રમણ છે, જ્યારે બાકીના બીજાથી ત્રેવીશ સુધીના મધ્યમ તીર્થંકરના શાસનમાં કારણ પ્રસંગે પ્રતિક્રમણ ધર્મ છે

પરન્તુ શ્રાવકોના સબંધમાં તર્ક ઉપસ્થિત થાય છે તે એ કે શ્રાવક અનેક પ્રકારના છે કોઈ માત્ર સમ્યક્ત્વવાળા અવ્રતી હોય છે, તો કોઈ વ્રતી હોય છે વ્રત પણ કોઈને દ્વિવિધ ત્રિવિધે, કોઈને એકવિધ ત્રિવિધે અને કોઈને એકવિધ દ્વિવિધે એ પ્રકારે હોય છે, તેથી શ્રાવકોને વિવિધ અભિગ્રહવાળા કહ્યા છે ( આ૦નિ૦ ગા૦ ૧૫૫૮ ) આ ભિન્નભિન્ન અભિગ્રહવાળા શ્રાવક ચોથા 'પ્રતિક્રમણ' નામના આવશ્યક સિવાય બાકીના પાંચ આવશ્યક જે રીતે કરે છે તે વિષયમા તો શંકાને સ્થાન નથી, પરન્તુ ચોથુ આવશ્યક' જે પ્રકારે તેઓ કરે છે અને તે માટે જે સૂત્ર તેઓ બોલે છે તે વિષયમાં તો અવશ્ય શંકા ઉદ્ભવે છે

તે આ પ્રમાણે છે ચોથુ આવશ્યક અતિચારસંશોધન રૂપે છે, ગ્રહણ કરેલ વ્રત નિયમમાંજ અતિચાર લાગે છે ગ્રહણ કરેલ વ્રત, નિયમ દરેકના સમાન હોતા નથી, તેથી એકજ 'વંદિત્તુ' સૂત્ર દ્વારા સર્વ શ્રાવક ( વ્રતી કે અવ્રતી સમ્યક્ત્વી) જે બારે વ્રત અને સંલેખનાના અતિચારના સંશોધનનું કાર્ય કરે છે તે ન્યાય-સંમત કેમ કહી શકાય? જેણે જે વ્રત ગ્રહણ કર્યા હોય, તેણે તે વ્રતોના અતિચારોનુ સંશોધન 'મિચ્છામિ દુક્કડં' આદિ દ્વારા કરવુ જોઈયે, ગ્રહણ નહિ કરેલ વ્રતોના સંબંધમા તો અતિચારનું સંશોધન કરવાને બદલે તે વ્રતોના ગુણોનો વિચાર કરવો જોઈયે; અને તે રીતે ગુણભાવના દ્વારા તે વ્રતો સ્વીકારવા પુરતું આત્મબળ પેદા કરવું જોઈયે. ગ્રહણ નહિ કરેલ વ્રતના સંબંધમા જો તેના અતિચારનુ સંશોધન યોગ્ય ગણવામા આવે તો તો શ્રાવકોને માટે પાંચ મહાવ્રતના અતિચારનુ સંશોધન પણ યુક્ત માનવુ પડે, ગ્રહણ કરેલ અને ગ્રહણ નહિ કરેલ વ્રતોના સંબંધમા વિપરીત શ્રદ્ધા થઇ જાય તો મિચ્છામિ દુક્કડં દ્વારા તેનુ પ્રતિક્રમણ કરવુ તે તો

સર્વ અધિકારીને માટે સમાન છે પરન્તુ અહીં જે પ્રશ્ન છે તે અતિચાર સંશોધન રૂપે પ્રતિક્રમણના સબંધમા છે અર્થાત્ ગ્રહણ નહિ કરેલ વ્રત, નિયમોના અતિચારનુ સંશોધન અને તેને લગતા સૂત્રો બોલવાં તેમજ 'मिच्छामि दुक्कड' દ્વારા પ્રતિક્રમણ કરવાની જે રૂઢિ ચાલુ છે તેનો આધાર શો?

આ શકાનુ સમાધાન એટલુ જ છે કે અતિચારસંશોધન રૂપ પ્રતિક્રમણ તો ગ્રહણ કરેલ વ્રતોનુજ કરવુ એ યુક્તિસગત છે અને તે પ્રમાણે તેને લાગતા સૂત્રો બોલી 'मिच्छामि दुक्कड' દેવુ જોઇયે ગ્રહણ નહિ કરેલ વ્રતોના સબધમાં તો 'શ્રદ્ધા વિપર્યાસ (વિપરીત શ્રદ્ધા) નુ પ્રતિક્રમણ જરૂર કરવામા આવે, પરન્તુ અતિચારસશોધન અર્થે તેને લગતા સૂત્રો બોલી 'मिच्छामि दुक्कड' આદિ દેવાને બદલે તે તે વ્રતોના ગુણોની ભાવના ભાવવી, તેમજ તે વ્રતોના ગ્રહણ કરનાર ઉચ્ચ શ્રાવકોને ધન્યવાદ દઈ ગુણાનુરાગને પુષ્ટ કરવો તેજ યુક્તિસગત છે

હવે પ્રશ્ન એ છે કે જ્યારે સ્થિતિ આ પ્રમાણે છે ત્યારે વ્રતી અવ્રતી, બાળક અને વૃધ્ધ એ સર્વ શ્રાવકોમા એકજ 'वंदित्तु' સૂત્રદ્વારા સમાનરૂપે અતિચારસશોધન કરવાની જે રૂઢિ પ્રચલિત છે તે કેવી રીતે ચાલુ થઇ છે?

તેનો ખુલાસો આ પ્રમાણે હોય એમ લાગે છે પ્રથમતો 'આવશ્યકસૂત્ર' સર્વને સપૂર્ણ યાદ ન હોય, બીજુ જો તે યાદ હોય તો પણ સાધારણ અધિકારીઓ માટે એટલા વખત સમુદાયમા મળી આવશ્યકક્રિયા કરવી એ લાભદાયક માનવામા આવ્યુ છે ત્રીજુ જ્યારે કોઇ સર્વથી ઉચ્ચ શ્રાવક પોતાને માટે સર્વથા ઉપયોગી એવુ 'वंदित्तु' સૂત્ર સપૂર્ણ બોલે છે ત્યારે પ્રાથમિક અને માધ્યમિક એવા સર્વ અધિકારીઓને ઉપયોગી એવા સર્વ

સૂત્રો પણ તેમાં સમાઇ જતાં હોવાથી એવી સામુદાયિક પ્રથા પડી ગઇ છે કે જ્યારે એક શ્રાવક સંપૂર્ણ ' વંદિત્તુ ' સૂત્ર બોલે છે ત્યારે બાકીના શ્રાવકો તે ઉચ્ચ અધિકારી શ્રાવકનું અનુકરણ કરે છે અને સર્વે વ્રતોના અતિચારનું સંશોધન કરવા માંડે છે આ સામુદાયિક પ્રથા રૂઢ થઇ જવાને લઇ જ્યારે કોઇ પ્રાથમિક કે માધ્યમિક શ્રાવક એકલા પ્રતિક્રમણ કરે છે ત્યારે પણ ' વંદિત્તુ ' સૂત્રને સંપૂર્ણ બોલે છે અને નહિ ગ્રહણ કરેલ વ્રતોના અતિચારનું પણ સંશોધન કરે છે

આ પ્રથા રૂઢ થવાનું બીજું પણ એ કારણ હોઇ શકે છે અને તે એ કે સર્વ સાધારણ લોકમાં વિવેકની યથેષ્ટ માત્રા (પ્રમાણ) જે અત્યાવશ્યક છે તે હોઇ શકતી નથી તેથી ' વંદિત્તુ ' સૂત્રમાંથી પોતપોતાને ઉપયોગી એવા સૂત્રાંશો પસંદ કરી બોલવા અને બાકીના મૂકી દેવા એ કાર્ય તેમને માટે કઠણ હોવા ઉપરાંત વિષમ અને ગુચવણભર્યું પણ છે આ કારણથી એવો નિયમ રાખેલો છે કે સૂત્ર અખંડિત રૂપેજ બોલવું જોઇએ[1] આજ કારણને લઇ જ્યારે સભામાં સર્વને કે કોઇ એકને પચ્ચક્ખાણ કરાવવામાં આવે છે ત્યારે એવું સૂત્ર બોલવામાં આવે છે કે જેમાં અનેક ' પચ્ચક્ખાણો ' નો સમાવેશ થઇ ગયો હોય આમ કરવાથી સર્વે અધિકારીઓ પોતપોતાની ઇચ્છા અનુસાર પચ્ચક્ખાણ ' કરી લે છે આ દૃષ્ટિએ એમ પણ કહી શકાય કે ' વંદિત્તુ ' સૂત્ર અખંડિત રૂપે બોલવું તે ન્યાયસંગત તેમજ શાસ્ત્ર-સંગત છે હવે રહી માત્ર અતિચારસંશોધનમાં વિવેક કરવાની વાત તેના અધિકારી ખુશીથી આ પ્રસંગે તે કાર્ય કરી શકે છે જેમાં પ્રથા કોઇપણ રીતે બાધક નથી

---

૧ अक्खड सूत्र पठनीयमिति न्यायात् ॥ धर्मसंग्रह पृ० २०३

## પ્રતિક્રમણ પર થતા આક્ષેપો અને તેનો પરિહાર

આવશ્યકક્રિયાની ઉપયોગિતા અને મહત્તા ન જાણનાર લોકો તેના પર આક્ષેપો કરે છે, તે ચાર પ્રકારના છે (૧) સમયનો,(૨) અર્થજ્ઞાનનો, (૩) ભાષાનો અને (૪) અરૂચિનો

(૧) કેટલાક કહે છે કે આવશ્યકક્રિયા એટલી લાબી અને કંટાળાની છે કે તેમાં ફસાવાથી ફરવુ, હરવુ, વિશ્રાન્તિ લેવી આદિ માટે કાર્ય કરી શકાતું નથી, અને તેથી આરોગ્ય અને સ્વતન્ત્રતામા બાધા પહોચે છે, માટે તેમા ફસાવુ એ જરૂરનુ નથી આમ કહેનારે સમજવુ જોઇએ કે સામાન્યત સાધારણ લોકો પ્રમાદશીલ અને કર્તવ્યજ્ઞાનથી વિમુખ હોય છે આવા લોકોને જ્યારે કોઇ ખાસ કાર્ય કરવાનુ કહેવામા આવે ત્યારે બીજા કાર્યોની ઉપયોગિતા અને મહત્તા બતાવી તે કાર્યથી પોતાને છૂટા કરે છે, અને અન્તે તે બીજા કાર્યો પણ છોડી જ દે છે ફરવા, હરવા અને વિશ્રાન્તિ લેવાના બહાના બતાવનાર આળસુ હોય છે, તેથી તેઓ નિરર્થક વાતો કે ગપ્પા આદિમા પડી આવશ્યકક્રિયાની સાથેજ ધીમેધીમે ફરવા, હરવા આદિ કાર્યોને પણ વિસરી જાય છે આથી ઉલટુ જે અપ્રમાદી અને કર્તવ્યતત્પર (જાગ્રત અને કર્તવ્યપરાયણ) હોય છે તે સમયનો યોગ્ય ઉપયોગ કરી, આરોગ્યતાના સર્વ નિયમોનુ પાલન કરવા ઉપરાન્ત આવશ્યક આદિ ધાર્મિકક્રિયાને પણ ભૂલતા નથી આમ જોતા જણાય છે કે જરૂરીયાત તો માત્ર પ્રમાદના ત્યાગની અને કર્તવ્યના ભાન થવાની જ છે

(૨) બીજા કેટનાક એમ કહે છે કે આવશ્યકક્રિયા કરના ઓમાના અનેક તેમાં આવતા સૂત્રોના અર્થ જાણતા હોતા નથી, તેઓ પોપટની માફક સૂત્ર પઢી જાય છે, અને અર્થજ્ઞાન ન હોવાથી તેમને તેમા રસ હોતો નથી પરિણામે આવશ્યકક્રિયા કરતી વખતે

અનેક સૂત્રો થવાના વળી વિવેચનાનો વિચાર જ કરી ન શકનાર સા-
ધારણ લોકો તો પોતાના મનમાં જે કંઈના સૂત્રો બોલવાની ઈચ્છા
થાય તે બોલવાના આમ પ્રાચીન સૂત્રોના અપૂર્વ ભાવની સાથે જ
ક્રિયાકાંડની એકતાનો પણ લોપ જ થવાનો માટે જ ધાર્મિક ક્રિયાના
સૂત્રો, પાઠો જે જે ભાષામાં રચાયેલા હોય તે તે ભાષામાં જ બોલવા
જોઈએ આજ કારણથી વૈદિક, બૌદ્ધ આદિ સંપ્રદાયોમાં પણ
પોતપોતાના સંધ્યા આદિ નિત્યકર્મો પ્રાચીન શાસ્ત્રીય ભાષામાં
જ કરવામાં આવે છે

એ પણ ઠીક જ છે કે સાધારણ લોકોની રુચિ વધારવા પ્રચ-
લિત લોકભાષામાં પણ કેટલીક કૃતિઓ હોવી જોઈએ, જે ધાર્મિક ક્રિયાની
અંદર બોલી શકાય આ ધ્યેય લક્ષ્યમાં રાખી લોકરુચિ અનુસાર
સમયે સમયે સંસ્કૃત અપભ્રંશ ગુજરાતી, હિન્દી આદિ ભાષાઓમાં
સ્તોત્ર સ્તુતિ, સજ્ઝાય સ્તવન આદિ રચાયેલા છે જેને આવશ્યક
ક્રિયામાં પણ સ્થાન અપાયેલું જ છે પરિણામે ફાયદો એ થયો કે
પ્રાચીનતાનો અને તેનું મહત્ત્વ ટકી શક્યું અને પ્રચલિત લોકભા-
ષાની કૃતિઓ દ્વારા સાધારણ લોકની રુચિને પણ પુષ્ટિ મળી

(૪) આ ઉપરાન્ત કેટલાક એમ પણ કહે છે કે 'આવશ્યક
ક્રિયા અરુચિકર છે આમ કહેનારે જાણવું જોઈએ કે રુચિ એ
બાહ્ય વસ્તુ કે ક્રિયાનો ધર્મ નથી કારણ કે એક વસ્તુ સર્વને રુચિ-
કર હોઈ શકતી નથી જે વસ્તુ એક પ્રકારના લોકોને રુચિકર છે,
તે જ બીજા પ્રકારના લોકોને અરુચિકર હોય છે રુચિ તો અન્તઃકર-
ણનો ધર્મ છે કોઈ વસ્તુ પ્રતિ રુચિ હોવી કે ન હોવી તે તે
વસ્તુના જ્ઞાન પર આધાર રાખે અને જ્યારે મનુષ્ય કોઈ વસ્તુના
ગુણ બરાબર જાણી લે છે ત્યારે તે વસ્તુ પર તેની રુચિ પ્રબળ થતી
જાય છે આમ હોવાથી આવશ્યક ક્રિયાને અરુચિકર કહેવી તે
તેના મહત્ત્વ અને ગુણોનું અજ્ઞાન માત્ર જ છે

આવશ્યક ક્રિયાના મૂળ તત્ત્વો સમજાવતી વખતે સૂચિત કરેલ છે કે સર્વ સમદષ્ટિવાળા જીવોનું જીવન સમભાવમય હોય છે અન્તર્દષ્ટિ કોઈ ખાસ દેશ, કે કોઇ ખાસ કાળની બેડીમાં બંધાયેલી હોતી નથી તેનો આવિર્ભાવ [સ્ફોટ] સર્વ દેશ અને સર્વ કાલના આત્માઓ માટે સાધારણ છે, આમ હોવાથી તેને પ્રાપ્ત કરવી અને વધારવી તે સર્વ આધ્યાત્મિક જીવોનું ધ્યેય હોય છે પ્રકૃતિ, યોગ્યતા અને નિમિત્ત ભેદને કારણે એમ હોવું એ સ્વાભાવિક જ છે કે કોઈ ખાસ દેશ, કોઇ ખાસ કાલ અને કોઈ ખાસ વ્યક્તિમાં અન્તર્દષ્ટિનો વિકાસ ઓછો હોય અને કોઇમાં વિશેષ પણ હોય આજ કારણથી આધ્યાત્મિક જીવનનેજ વાસ્તવિક જીવન સમજનાર અને તેજ જીવનની વૃદ્ધિની ઇચ્છા રાખનાર સર્વ સંપ્રદાયના પ્રવર્તકોએ પોતપોતાના અનુયાયિઓને આધ્યાત્મિક જીવન વ્યતીત કરવા સારૂ તે જીવનના તત્વોનો તેમજ તે તત્વોનું અનુસરણ કરતી વખતે જાણ્યા અજાણ્યા પણ થઇ જતી ભૂલોને સુધારી ફરી તેવી ભૂલો ન કરવાનો ઉપદેશ આપ્યો છે પરન્તુ એમ હોઇ શકે છે કે જુદા જુદા સંપ્રદાયોના પ્રવર્તકોની ઉપદેશપદ્ધતિ, ભાષા આદિમાં ભિન્નતા હોવા સાથે વિચારોમાં પણ ન્યૂનાધિક્તા હોય, આમ છતાં એવો કદાપિ પણ સંભવ નથી કે આધ્યાત્મિક જીવનનિષ્ટ ઉપદેશના વિચારનું મૂળ એક ન હોય આ જગ્યાએ આવશ્યકક્રિયા મુખ્ય છે, તેથી માત્ર તેનાજ સંબંધમાં જુદા જુદા સંપ્રદાયોના વિચારની સમાનતા બતાવવી ઉપયોગી થશે જો કે સર્વ પ્રસિદ્ધ સંપ્રદાયોના 'નિત્ય કર્મ'નો ઉલ્લેખ કરી વિચારસામ્ય બતાવવાનો વિચાર હતો પરન્તુ યથેષ્ટ સાધનોના અભાવે માત્ર જૈન, બૌદ્ધ, વૈદિક અને જરથોસ્ત ધર્મનોજ વિચાર માત્ર અહીં કરી શક્યો છું યથેષ્ટ સાધનો ન મળવાથી આ સમયે મળેલાથીજ સંતોષ માન્યો છે, આટલો પણ ઉલ્લેખ વાચકોને ઉપયોગી થશે તો તેઓ

તે પછી દશવૈકાલિક આદિ અન્ય સૂત્રોનો ૨ એ ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે દશવૈકાલિક શ્રી શય્યંભવસૂરિ કે જેઓ શ્રી સુધર્મા સ્વામિ પછી ત્રીજા આચાર્ય થયા, તેમની કૃતિ છે અંગબાહ્ય હોવાના કારણે 'આવશ્યકસૂત્ર ગણધર શ્રી સુધર્માસ્વામી પછી કોઈ આચાર્યે રચેલું હોય એમ માનવું જોઈયે આમ તેના રચના કાળની પહેલી મર્યાદા વધારેમાં વધારે ઈ૦ સ૦ પહેલાં પચાસેક જ બતાવી શકાય તેના રચનાકાળની છેલ્લી મર્યાદા ઈ૦ સ૦ પૂર્વેના ચોથા સૈકાની પ્રથમ પચીસી માની શકાય તેમકે કારણકે ચતુર્દશ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામિ જેમનું સ્વર્ગારોહણ ઈ૦ સ૦ પહેલાં ૩૫ વર્ષે લગભગ થયું એમ માનવામાં આવે છે તેમણે 'આવશ્યક સૂત્ર' પર સૌથી પહેલી વ્યાખ્યા લખી છે જે 'નિર્યુક્તિ' નામે પ્રસિદ્ધ છે એ તો પ્રસિદ્ધ૩ છે કે 'નિર્યુક્તિ જ શ્રી ભદ્રબાહુસ્વામિ

---

२ अङ्गबाह्यमनेकविधम् । तद्यथा-सामायिकं चतुर्विंशति-स्तवो वन्दनं प्रतिक्रमणं कायव्युत्सर्गः प्रत्याख्यानं दशवैका-लिकमुत्तराध्याया दशा कल्पव्यवहारौ निशीथमृषिभाषि-तान्येवमादि ।

ભાવાર્થ —અંગબાહ્ય અનેક પ્રકારે છે તે આ પ્રમાણે સામાયિક, ચતુર્વિંશતિ સ્તવ, વન્દન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ પ્રત્યાખ્યાન, દશવૈકાલિક ઉત્તરાધ્યયન દશાશ્રુત સ્કંધ કલ્પ વ્યવહાર, નિશીથ ઋષિભાષિત સૂત્ર આદિ અન્ય પણ છે

૩ પ્રસિદ્ધ કહેવાનું તાત્પર્ય એ છે કે શ્રી શીલાંકસૂરિ પોતાની આચારાંગવૃત્તિમાં સૂચના કરે છે કે આવશ્યકની અંદર આવેલ 'ચતુર્વિંશતિ સ્તવ' (લોગસ્સ) જ શ્રી ભદ્રબાહુસ્વામિએ રચેલો છે 'आवश्यकान्तर्भूतश्चतुर्विंशतिस्तवस्त्वारातीयकालभाविना श्रीभद्रबाहुस्वामिनाऽकारि ।' પૃ० ૮૩ આ કથનથી એમ સ્પષ્ટ માલુમ પડે છે કે શ્રી શીલાંકસૂરિના સમયમાં પણ એમ માનવામાં આવતું હતું કે સંપૂર્ણ આવશ્યકસૂત્ર એ શ્રી ભદ્રબાહુસ્વામિની કૃતિ નથી.

ની કે સપૂર્ણ મૂલ આવશ્યકસૂત્ર નહિ, આ સ્થિતિમાં મૂલ આવશ્યકસૂત્ર ગણધરોએ વધારે તેમના પહેલાના અથવા તો તેમના સમકાલીન કોઇ બીજા શ્રુતધરે રચ્યુ હોય એમ હોવુ જોઇયે આ કારણે એમ જણાય છે કે આવશ્યકનો રચનાકાળ ઇ૦ સં૦ પૂર્વેની પાંચમી શતાબ્દિથી માંડી ઇ૦ સ૦ પૂર્વેની ચોથી શતાબ્દિની પહેલી પચીસીમાં હોવો જોઇયે

**આવશ્યકસૂત્રના રચયિતા**—બીજો પ્રશ્ન કર્તાના વિષે છે 'આવશ્યકસૂત્ર'ના કર્તા કોણ છે? તેના કર્તા તરીકે એક આચાર્ય છે કે અનેક? આ પ્રશ્નના પ્રથમાંશના વિષયમા નિશ્ચયરૂપે કાંઇ કહી શકાય તેમ નથી કારણ કે તેવો સ્પષ્ટ ઉલ્લેખ હજી કાંઇ મળ્યો નથી દ્વિતીયાંશનો ઉત્તર આ પ્રમાણે છે 'આવશ્યક સૂત્ર' એ કોઇ એકની કૃતિ નથી, અલબત્ત એ આશ્ચર્યની વાત છે કે સભવત 'આવશ્યકસૂત્ર' પછી તરત કે તેના સમસમયમા રચાયેલા 'દશવૈકાલિક' સૂત્રના કર્તા રૂપે શ્રી શય્યભવસૂરિનો નિર્દેશ શ્રીભદ્રબાહુસ્વામિએ પોતેજ કર્યો છે (દશવૈકાલિકનિર્યુક્તિ ગા૦ ૧૪–૧૫) પરન્તુ આવશ્યકસૂત્રના કર્તાનો સ્પષ્ટ નામપૂર્વક નિર્દેશ કર્યો નથી શ્રી ભદ્રબાહુસ્વામિ નિર્યુક્તિ રચતી વખતે જે-જે શ આગમો પર નિર્યુક્તિ રચવાની પ્રતિજ્ઞા કરે છે તે ઉલ્લેખમા દશવૈકાલિક પહેલા 'આવશ્યક'નો ઉલ્લેખ[1] કરે છે દશવૈકાલિક શ્રી શય્યભવસૂરિની

---

१ आवस्सगस्स दसकालिअस्स तह उत्तरज्झमायारे ।
सूयगडे निज्जुत्तिं, वुच्छामि तहा दसाणं च ॥ ८४ ॥
कप्पस्स य निज्जुत्तिं, ववहारस्सेव परमणिउणस्स ।
सूरिअपण्णत्तीए वुच्छं इसिभासिआणं च ॥ ८५ ॥

ભાવાર્થ—આવશ્યક, દશવૈકાલિક ઉત્તરાધ્યયન, આચારાગ સૂત્રકૃતાંગ, દશાશ્રુતસ્કધ, કલ્પ, વ્યવહાર સૂર્યપ્રજ્ઞપ્તિ અને ઋષિભાષિત ઉપર નિર્યુક્તિ હું રચીશ

કૃતિ છે એ તો પહેલા બતાવ્યું છે, એ દશ આગમોના ઉલ્લેખનો ક્રમ કાલક્રમનો સૂચક હોય તો એમ માનવું પડે કે 'આવશ્યકસૂત્ર' શ્રી શય્યંભવસૂરિની પહેલાના કોઈ સ્થવિરની કે શ્રી શય્યંભવસૂરિના સમકાલીન પરન્તુ તેમનાથી કોઈ વિશિષ્ટ સ્થવિરની કૃતિ હોવી જોઈએ. શ્રી તત્ત્વાર્થભાષ્યગત 'ગણધરાનન્તર્યાદિભિ' એ અંશમાં વર્તમાન 'આદિ' પદથી તીર્થંકર ગણધર પછીના અવ્યવહિત સ્થવિરની માફક તીર્થંકર ગણધરના સમકાલીન સ્થવિર પણ જો ગણવામાં આવે તો આવશ્યકસૂત્રનો રચનાકાળ વહેલામાં વહેલો વિ૦ સં૦ પૂર્વના છઠ્ઠા સૈકાની છેલ્લી પચ્ચીસી માની શકાય અને આમ તેના કર્તા રૂપે તીર્થંકર, ગણધરના સમકાલીન કોઈ સ્થવિર માની શકાય. ગમે તેમ હોય તો પણ એટલું તો નિશ્ચિતરૂપે જાણી શકાય છે કે તીર્થંકરના સમકાલીન સ્થવિરથી માંડીને શ્રી ભદ્રબાહુ સ્વામિના પહેલાના કે સમકાલીન સ્થવિરોમાંના કોઈકની 'આવશ્યકસૂત્ર' એ કૃતિ છે.

## મૂળ આવશ્યકસૂત્રની પરીક્ષણ વિધિ

મૂળ (અસલ) આવશ્યક કેટલું છે અને તેમાં કયા કયા સૂત્રો સંનિયોજેલા છે, તેની પરીક્ષા કરવી જરૂરની છે કારણ કે આજકાલ સાધારણ લોકો એમ સમજે છે કે આવશ્યકક્રિયામાં જેટલા સૂત્રો બોલાય છે તે સર્વે મૂળ 'આવશ્યક' નામ છે. મૂળ આવશ્યક ઓળખવાની બે રીતો છે (૧) જે સૂત્રના દરેક શબ્દની કે કેટલાએક શબ્દોની સૂત્રસ્પર્શી નિર્યુક્તિ હોય તે સૂત્ર મૂળ આવશ્યક માનું છે (૨) જે સૂત્રની ઉપર શબ્દશઃ કે અધિકાંશ શબ્દોની સૂત્રસ્પર્શી નિર્યુક્તિ નથી, પરન્તુ જે સૂત્રના અર્થ સામાન્ય રૂપે નિર્યુક્તિમાં વર્ણવાયા છે અથવા જે સૂત્રના કોઈ કોઈ શબ્દ પર નિર્યુક્તિ છે અથવા જે જે સૂત્રની વ્યાખ્યા કરતી વખતે પ્રારંભમાં

ગા૰ ૧૨ શ્રી હરિભદ્રસુરએ 'सुत्रकार आह', 'तत्र इद सुत्र' 'ग सुत्र' આદિ પ્રકારે ઉલ્લેખ કર્યો છે તે સૂત્રો પણ મન આવસ્યમાનાજ માનવા જોઈએ

પ્રથમ રીત પ્રમાણે 'नमुक्वार, करेमि भते, लोगस्स, इच्छामि खमासमणो, तस्सउत्तरी, अन्नत्थ, नमुक्कारसहिय आदि પચ્ચખાણ' વગેરે સૂત્રો મૌલિક માલમ પડે છે

બીજી રીત પ્રમાણે 'चत्तारिमंगल, इच्छामि पडिक्कमिउ जो मे देवसिओ, इरियावहिआए पगामसिज्जाए, पडिक्कमामि गोयरचरियाए, पडिक्कमामि चाउक्काल, पडिक्कमामि पगयिहे, नमो चउविसाए, इच्छामि ठाइउ काउसग्ग, सव्वलोए अरिहन्त चेइआणं, इच्छामि खमासमणो उव्वट्ठिओमि तुब्भण्ह, इच्छामि खमासमणो कयाई च मे, पुव्वामेव मिच्छत्ताओ पडिक्कम्मइ किंत्तिकम्माइ' આદિ સૂત્રો મૌલિક જણાય છે

એ ઉપરાન્ત 'तत्थ समणोवासओ, थुलगपाणाइवायं समणोवासओ पच्चक्खाइ, थुग्गमुमावाय,' આદિ જે સૂત્રો શ્રાવક ધર્મ સબંધી છે, અર્થાત્ સમ્યક્ત્વ બારવ્રત અને સલેખના સબંધી છે અને જેના આધારે ''वंदित्त' સૂત્રની પદ્યબંધ રચના થયેલી છે તે સૂત્રો પણ મૌલિક જણાય છે જો કે આ સૂત્રોની પહેલાં ટીકાકારે 'सुत्रकार आह, सुत्र' આદિ સૂત્રોનો ઉલ્લેખ કર્યો નથી, તો પણ પ્રત્યાખ્યાન આવશ્યકમા નિર્યુક્તિકારે પ્રત્યાખ્યાનનું સામાન્ય સ્વરૂપ બતાવતા અભિગ્રહની વિવિધતાને કારણે શ્રાવકના અનેક ભેદ બતાવ્યા છે આ ઉપરથી એ સૂચિત થાય છે કે શ્રાવકધર્મના ઉપયુક્ત સૂત્રો લક્ષમાં રાખીનેજ નિર્યુક્તિકારે શ્રાવક ધર્મની વિવિધતાનુ વર્ણન કર્યું છે

આજકાલની પ્રચલિત સમાચારીમાં જ્યાં પ્રતિક્રમણની સ્થાપના કરાય છે ત્યાંથી માંડીને નમોઽસ્તુ વર્ધમાનાયની સ્તુતિ સુધી આ છ આવશ્યક પૂર્ણ થઈ જાય છે તેથી એ તો સ્પષ્ટ જ છે પ્રતિક્રમણની સ્થાપનાની પહેલા કરાતો ચૈત્યવંદનનો ભાગ તેમજ નમોઽસ્તુ વર્ધમાનાય 'ની સ્તુતિ પછી બોલાતા સ્તવન, સજ્ઝાય શાન્તિ આદિ ભાગ છ આવશ્યકની બહાર છે, આ કારણથી આ વસ્તુઓ મૂલ આવશ્યકમાં ન હોય તે સ્વાભાવિક જ છે વળી ભાષાની દ્રષ્ટિએ જોઈએ તો પણ એ સિદ્ધ થાય છે કે અપભ્રંશ, સંસ્કૃત હિંદી અને ગુજરાતી ભાષાના ગદ્ય કે પદ્ય મૌલિક હોઈ શકે નહિ કારણકે સંપૂર્ણ 'મૂલઆવશ્યક' પ્રાકૃતભાષામાં જ છે પ્રાકૃતભાષામય ગદ્યપદ્યમાંના પણ જેટલા સૂત્રો ઉપર્યુક્ત બે રીત પ્રમાણે મૌલિક જણાવ્યા છે, તે સિવાયના બીજા સૂત્રોને મૂલ આવશ્યકના માનવાનું પ્રમાણ હજી સુધી અમારા ધ્યાનમાં આવ્યું નથી તેથી એ સમજવું જરૂરી છે કે માતંગાય,अड्डाइ पापस्थानाय आयरिय उवज्झाय,वैयाव च्चगराण, पुक्खरवरदीवड्ढे सिद्धाणं बुद्धाणं, सुअदेवया भगवइ આદિ પૂર્વ અને નમોઽસ્તુ વર્ધમાનાય' આદિ જે સૂત્રો બોલાય છે તે મૂલ મૌલિક જણાતા નથી જો કે आयरिय उवज्झाए पुक्खरवरदीवड्ढे, सिद्धाणं बुद्धाणं ' આદિ મૌલિક નથી તોપણ પ્રાચીન તો છેજ કારણ કે તેના ઉલ્લેખ કરી શ્રી હરિભદ્રસૂરિએ તેની વ્યાખ્યા પણ કરી છે

આ પરીક્ષણ વિધિનો અર્થ એ નથી કે જે મૂલ મૌલિક નથી તેમનું મહત્ત્વ ઓછું છે અહીં તો દેશ કાલ રુચિ આદિના પરિવર્તન અનુસાર 'આવશ્યકક્રિયા' ના સૂત્રોમાં અને ભાષામાં કેવી રીતે પરીવર્તન થતા પામ્યું છે તેજ માત્ર બતાવવાનું છે

અહી એ પણ જણાવવુ અયોગ્ય નથી કે આજકાલ દૈવસિક પ્રતિક્રમણમા **સિદ્ધાણં બુદ્ધાણં** પછી જે શ્રુત દેવતા અને ક્ષેત્ર દેવતાનો કાઉસગ્ગ કરી એક સ્તુતિ બોલવામા આવે છે તે ભાગ ઓછામા ઓછા શ્રી હરિભદ્રસૂરિના સમયમા પ્રતિક્રમણવિધિમા હોય એમ જણાતું નથી કારણકે તેઓશ્રીએ પોતાની ટીકામા દૈવસિક પ્રતિક્રમણની જે વિધિ આપી છે, તેમા **સિદ્ધાણ બુદ્ધાણ** પછી પ્રતિલેખન વર્ણન કરી ત્રણ સ્તુતિ બોલવાનો જ નિર્દેશ કરેલ છે આ૦ ટી૦ પૃ૦ ૭૯૦

વિધિ ભેદ

વિધિના વિષયમાં સામાચારી ભેદ પ્રાપ્ત થાય છે કારણકે મત આગમ મત વિધિ ઉપરાન્ત અન્ય વિધિનુ સૂચન પણ શ્રી હરિભદ્રસૂરિએ કરેલ છે (આ૦ પૃ૦ ૭૮૩)

તે સમયે પાક્ષિક પ્રતિક્રમણમા ક્ષેત્રદેવતાનો કાઉસગ્ગ પણ પ્રચલિત ન હતો પરન્તુ શય્યાદેવતાનો કાઉસગ્ગ પ્રચલિત હતો કોઇ કોઇ તો વળી ચાતુર્માસિક પ્રતિક્રમણમા પણ તે કાઉસગ્ગ કરતા હતા અને ક્ષેત્રદેવતાનો કાઉસગ્ગ તો ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણમા પ્રચલિત હતો. (આ૦ ટી૦ પૃ૦ ૪૦૪ ભાષ્ય૦ ગા૦ ૨૩૦)

આ જગ્યાએ મૂખ પર મુહપતિ બાધનાર માટે એક અર્થસૂચક વસ્તુ પણ મળી આવે છે, ' શ્રી ભદ્રબાહુસ્વામિના સમયમા પણ કાઉસગ્ગ કરતી વખતે મુહપતિ હાથમા રાખવાનોજ ઉલ્લેખ છે (આ૦ નિ૦ પૃ૦ ૭૯૭ ગા૦ ૧૫૮૫)

મૂલ આવશ્યકના ટીકા ગ્રન્થ

આવશ્યક એ સાધુ અને શ્રાવક તે બેની મહત્ત્વપૂર્ણ ક્રિયા છે આવશ્યકસૂત્ર નુ ગૌરવ પણ તેવા પ્રકારનુ છે એજ કારણથી શ્રી ભદ્રબાહુસ્વામિએ દશ નિર્યુક્તિ રચીને તાત્કાલિક પ્રથા અનુસાર

આવશ્યકની પ્રાકૃતપદ્યમય ટીકા લખી આ
ગ્રન્થ છે તેની પછી સંપૂર્ણ આવશ્યક ઉ
રચાયુ જેના કર્તાનુ નામ અવિદિત છે તે
જે સંસ્કૃતમિશ્રિત પ્રાકૃતગદ્યમય છે, અને
જિનભદ્રગણિ હોવાનો સંભવ છે

ત્યાં સુધીમાં તો ભાષાના વિકાસમાં લે
તે જોઈને સમર્થ આચાર્યોએ સંસ્કૃતમાં પણ
દીધી હતી તદનુસાર ' આવશ્યક પર પ
ટીકાઓ લખાઈ જેનુ સૂચન શ્રી હરિભદ્રસૂરિએ
यद्यपि मया तथाऽन्यै कृताऽस्य विवृतिस्तथा
तद्रुचिसत्त्वानुग्रहहेतो, क्रियते प्रयासोऽयम् ॥

આ૦ ટી૦

આ ઉપરથી માલમ પડે છે કે એ ટીકાઓ વિસ્તૃત
શ્રી હરિભદ્રસૂરિએ આવશ્યક પર પણ એક મોટી ટીકા લખે
હજી ઉપલબ્ધ નથી પરન્તુ તેનુ સૂચન તે પોતે 'मया' શ
કરે છે અને તેની સબધપરંપરાનો નિર્દેશ શ્રી હેમચન્દ્ર
પણ પોતાના આવશ્યક ટીપ્પણ પૃ૦ ૧ માં કરે છે

મોટી ટીકાની સાથે જ શ્રી હરિભદ્રસૂરિએ સંપૂર્ણ
પર એક નાની ટીકા પણ લખી છે જે ઉપલબ્ધ છે તે
શ્લોક પ્રમાણ છે તેનુ નામ शिष्यहिता છે અને તેમાં
મૂલ આવશ્યક તથા તેની નિર્યુક્તિની સંસ્કૃત વ્યાખ્યા
ઉપરાન્ત આ ટીકામાં મૂલ ભાષ્ય અને ચૂર્ણિના કેટલાક
પણ સંચિત છે શ્રી હરિભદ્રસૂરિની આ ટીકા ઉપર
ચન્દ્ર મલધારીએ ટીપ્પણ લખ્યુ છે શ્રીમલયગિરિસૂરિ
'આવશ્યક' ઉપર ટીકા લખી છે જે માત્ર બે અધ્યયન
જ છે અને તે ઉપલબ્ધ પણ છે અહીં સુધી તો થઈ
આવશ્યકના ટીકાગ્રન્થોની વાત પરન્તુ તે સિવાય કેવળ

નના નામથી પ્રસિદ્ધ છે તેના પર પણ
ખાયેલા છે આથી પહેલા સામાયિક
જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે પ્રાકૃતપદ્યમય
શ્યક ભાષ્યને નામે પ્રસિદ્ધ છે, તે બહુ
ન્ય છે આ ભાષ્ય ઉપર તેમણે પોતેજ
ઉપલબ્ધ નથી શ્રીકોટ્યાચાર્ય જેમનુ
છે અને જેમણે આચારાગ અને સૂત્ર-
તેમણે પણ ઉપરોક્ત વિશેષ આવશ્યક ભાષ્ય
ની હેમચદ્ર મલધારીએ પણ ઉપર્યુક્ત ભાષ્ય
અને વિશદ (સ્પષ્ટ) ટીકા લખી છે

## ને શ્વેતામ્બર દિગમ્બર સમ્પ્રદાય

આવશ્ય ક્રિયા એ જૈનત્વનુ મુખ્ય અગ છે તેથી તે ક્રિયા
તેમજ તે ક્રિયાસૂચક આવશ્યકસૂત્ર એ બન્ને જૈન સમાજની શ્વે
તામ્બર અને દિગમ્બર એ બન્ને શાખાઓમા અસ્તિત્વ ધરાવે એ
સ્વાભાવિક જ છે

શ્વેતામ્બર સમ્પ્રદાયમા સાધુપરમ્પરા અવિચ્છિન્ન ચાલુ રહેવામા
સાધુ અને શ્રાવક એ બન્નેના આવશ્યકક્રિયાવિધિ તેમજ આવશ્યક
ત મૌલિક (અસલી) રૂપમાજ મળી આવે છે, એથી ઉલટુ દિગ
મ્બર સમ્પ્રદાયમા સાધુપરમ્પરા વિરલ અને વિચ્છિન્ન થઇ તેથી સાધુ
ધી આવશ્યકક્રિયાનો લુપ્તપ્રાય છે પરન્તુ તેની સાથે સાથેજ
ક સબધી આવશ્યકક્રિયા પણ ઘણે ભાગે વિરલ થઇ ગઈ
તેથી દિગમ્બર સમ્પ્રદાયના સાહિત્યમાં આવશ્યકસૂત્રનુ મૂળ
મા સપૂર્ણ પણે ન મળી આવતુ એ આશ્ચર્યની વાત નથી.

## મ્બર મૂલાચાર ગ્રન્થ

તો પણ તેમના સાહિત્યમા એક મૂલાચાર નામનો પ્રાચીન
ઉપલબ્ધ છે, જેમા સાધુઓના આચારનુ વર્ણન છે ......

છ આવશ્યકનું પણ નિરૂપણ છે અત્યે- આવશ્યકનું વર્ણન કરતી ગાથાઓમાં અધિકાંશ ગાથાઓ પણ તેજ છે જે શ્વેતામ્બર સમ્પ્રદાયમાં પ્રસિદ્ધ શ્રીભદ્રબાહુસ્વામિકૃત નિર્યુક્તિમાં છે

'મૂલાચાર'

મૂલાચારનો સમય ઠીક માલૂમ નથી પરન્તુ તે પ્રાચીન છે તેના કર્તા શ્રીવટ્ટકેરસ્વામિ વટ્ટકેર એ નામજ સૂચન કરે છે કે મૂલાચારના કર્તા ભગવંત કર્ણાટકમાં થયા હશે છે આ કલ્પનાની પુષ્ટિનું કારણ એ પણ એક છે કે દિગમ્બર સમ્પ્રદાયના પ્રાચીન મહાન સાધુ ભટ્ટારક અને વિદ્વાન વધારે તો કર્ણાટ મા થયા છે, તે દેશમા દિગમ્બર સમ્પ્રદાયનું પ્રભુત્વ તેવુજ છે જેવું ગુજરાતમાં શ્વેતામ્બર સમ્પ્રદાયનું પ્રભુત્વ

મૂલાચારમાં શ્રીભદ્રબાહુકૃત નિર્યુક્તિગત ગાથાઓ મળે છે એ બહુ અર્થસૂચક છે, તેનાથી શ્વેતામ્બર દિગમ્બર સમ્પ્રદાયની મૌલિક એકતાના સમયનું કાંઇક ભાન થાય છે પરન્તુ એ બે સમ્પ્રદાયોનો ભેદ થઇ ગયા પછી દિગમ્બર આચાર્યોએ શ્વેતામ્બર સમ્પ્રદાયદ્વારા સુરક્ષિત આવશ્યક નિર્યુક્તિની ગાથાઓ લઇ જેમની તેમ અથવા કાંઇક ફેરફાર સાથે પોતાની કૃતિઓમા ઉતારી લીધી છે એવી કલ્પના અનેક કારણોને લઇ ખરી ગમતી નથી

દક્ષિણ દેશમા શ્રીભદ્રબાહુ સ્વામીનો સ્વર્ગવાસ થયો તેનો પ્રસિદ્ધ છે તેથી અધિક સંભવ એવો છે કે શ્રીભદ્રબાહુસ્વામિની એક શિષ્યપરંપરા જે દક્ષિણમા રહી અને આગળ જતાં જે દિગમ્બર સમ્પ્રદાયમા પરિણામ પામી તેણે પોતાના ગુરુની કૃતિને સ્મરણમાં રાખી પરન્તુ ક્રમશઃ તે સમ્પ્રદાયમા સાધુપરંપરા વિરલ થતી ગઇ તેથી તેમા માત્ર આવશ્યકનિર્યુક્તિજ નહિ પણ તે ઉપરાન્ત મૂલ આવશ્યકસૂત્ર પણ ત્રુટિત અને વિરલ થઇ ગયું

આથી ઊલટું તેમની એક શિષ્યપરંપરા જે ઉત્તર હિંદમાં રહી અને જે આગળ જતાં મોટે ભાગે શ્વેતામ્બર સંપ્રદાયમાં પરિણામ પામી તેણે પણ પોતાના ગુરુની કૃતિ બીજા ગ્રન્થોની સાથે સંભાળી રાખી આમ શ્વેતામ્બર સંપ્રદાયની અવિચ્છિન્ન સાધુપરંપરાએ માત્ર મૂળ આવશ્યક સૂત્ર નહિ પરન્તુ તેની નિર્યુક્તિને પણ સંગ્રહિત રાખવાનું પુણ્યકાર્ય કરવા ઉપરાન્ત તેના પર અનેક મોટા મોટા ટીકાગ્રંથો લખ્યા અને તે દ્વારા તાત્કાલીન આચારવિચારનો મોટો એક પ્રામાણિક મસાલો બનાવી મૂક્યો કે જે આજે પણ જૈનધર્મના અમલ રૂપને ભિન્ન ભિન્ન રૂપે જોવાના અનેક પ્રબળ સાધન છે

હવે પ્રશ્ન એ છે કે દીગમ્બર સંપ્રદાયના જેમ નિર્યુક્તિનો અંશ પ્રાપ્ત થાય છે એમ મૂળ આવશ્યક મળે છે કે નહિ? આજ સુધીમાં તે સંપ્રદાયની આવશ્યકક્રિયાના બે ગ્રન્થો જોવામાં આવ્યા છે, જેમાનો એક છપાયેલો અને બીજો હસ્તલિખિત છે બન્નેમાં સામાયિક તેમજ પ્રતિક્રમણના પાઠ છે, જે પાઠોનો મોટો ભાગ સંસ્કૃત છે તે મૌલિક નથી, જે ભાગ પ્રાકૃત છે તેમાં પણ નિર્યુક્તિના આધારે મૌલિક સિદ્ધ થતા આવશ્યક સૂત્રનો ભાગ બહુ ઓછો છે, અને જેટલો મૂળ ભાગ છે તે પણ શ્વેતામ્બર સંપ્રદાયમાં પ્રચલિત મૂલ પાઠની અપેક્ષાએ કાંઈક ન્યૂનાધિક અને કાંઈક રૂપાંતરિત થયેલો પણ જણાય છે

'नमुक्कार, करेमिभंते, लोगस्स, तस्सउत्तरी, अत्थ्य जो मे देवसिओ अइआरो कओ, इरियावहिआए, चत्तारि-मंगल, पडिक्कमामि एगविहे, इणमेव निग्गन्थ पावयण तथा वंदित्तु॥ સ્થાનાપન્ન અર્થાત્ શ્રાવક ધર્મ સંબંધી સમ્યક્ત્વ, બારવ્રત, સંલેખના આદિના અતિચારના પ્રતિક્રમણના ગદ્ય

ભાગ આટલાજ મત આવશ્યકનો ઉપર્યુક્ત એ દિગમ્બર ગ્રન્થોમા છે

આ ઉપરાન્ત જે બ્દતપ્રતિક્રમણ નામનો ભાગ હસ્તલિખિત પ્રતમા છે તે શ્વેતામ્બર મપ્રદાયમા પ્રસિદ્ધ પક્ખિય સૂત્ર ની સાથે મળતો છે અમે વિસ્તારભયથી તે સર્વ પાઠોનો ઉલ્લેખ અહીં કર્યો નથી પણ માત્ર સૂચના કરી છે મૂલાચારમા આપેલી આવશ્યક નિર્યુક્તિનો સર્વ ગાથાઓ પણ અમે અહીં ઉતારતા નથી પરન્તુ માત્ર બે ત્રણ ગાથાઓ આપીને બાકીની ગાથાઓના ક્રમાક નીચે આપીશુ જેથી જિજ્ઞાસુઓ પોતેજ મૂલાચાર અને આવશ્યકનિર્યુક્તિ જોઈ ગાથાઓની સરખામણી કરી શકે

પ્રત્યેક આવશ્યક નુ કથન કરવાની પ્રતિજ્ઞા કરતી વખતે શ્રીવટ્ટકેર સ્વામીનુ આ કથન છે કે પ્રસ્તુત આવશ્યક પર નિર્યુક્તિ કરીશ ( મૂલાચાર ગા० ૫૧૭, ૫૦૭ ૫૭૪ ૬૧૧ ૬૩૧ અને ૭૦૭ એ જરૂર અર્થસૂચક છે કારણકે સપૂર્ણ મૂલાચારમાં આવશ્યકનો ભાગ છોડી દઇ અન્ય પ્રકરણમા નિર્યુક્તિ શબ્દ એક જગ્યાએ જ માત્ર આપેલ છે છ આવશ્યકના અગમા પણ તે ભાગને શ્રી વટ્ટકેરસ્વામીએ નિર્યુક્તિના નામે ઓળખાવેલ છે ( મૂલાચાર ગા० ૬૮૯-૯૦ ) તેથી એમ સ્પષ્ટ માલમ પડે છે કે તે સમયે શ્રી ભદ્રબાહુકૃત નિર્યુક્તિનો જેટલો ભાગ દિગમ્બર સમ્પ્રદાયમા પ્રચલિત હશે, તેને સપૂર્ણ કે અશત તેમણે પોતાના ગ્રથમાં દાખલ કરી દીધો હશે

શ્વેતામ્બર સપ્રદાયમા પાચમુ આવશ્યક 'કાયોત્સર્ગ' અને છટ્ઠુ 'પ્રત્યાખ્યાન' છે નિર્યુક્તિમા છ આવશ્યક સૂચવતી ગાથામાં પણ તેજ ક્રમ છે પરન્તુ મૂલાચારમા પાચમુ આવશ્યક 'પ્રત્યાખ્યાન' અને અને છ૦ કાયોત્સર્ગ છે

ગાથાઓનો ક્રમાંક

| મૂ॰ ક્ર॰ ગા॰ | આ॰ નિ॰ ગા॰ ક્ર॰ |
|---|---|
| ૫૦૪ | |
| ૫૦૫ | ૯૧૮ |
| ૫૧૧ | ૮૨૧ |
| ૫૧૨ | ૯૯૭ |
| ૫૧૪ | ૧૦૦૨ |
| ૫૧૭ | ૧૩૦ |
| ૫૨૪ | ૮૭ |
| ૫૨૫ | (ભાષ્ય, ૧૮૦) |
| ૫૨૬ | ૭-૭ |
| ૫૩૦ | ૭૮ |
| ૫૩૧ | ૭૬૯ |
| ૫૩૩ | ૮૦૧ |
| ૫૩૮ | ૧૨૪૫ |
| ૫૦૭ | (ભાષ્ય, ૧૬૦) |
| ૫૧૦ | ૯૫૩ |
| | ૯૫૪ |

ગાથાઓનો ક્રમાંક

| મૂ॰ ગા॰ ક્ર॰ | આ॰ નિ॰ ગા॰ ક્ર॰ |
|---|---|
| ૫૩૯ | |
| ૫૪૦ | (લોગસ્સ ૧૭) |
| ૫૪૧ | ૧૦૫૮ |
| ૫૪૪ | ૧૦૫૭ |
| ૫૪૬ | ૧૯૫ |
| ૫૪૮ | ૧૯૭ |
| ૫૫૦ | ૧૯૯ |
| ૫૫૧ | ૨૦૧ |
| ૫૫૨ | ૨૦૨ |
| ૫૫૩ | ૧૦૫૯ |
| ૫૫૫ | ૧૦૬૦ |
| ૫૫૬ | ૧૦૬૨ |
| ૫૫૭ | ૧૦ ૧ |
| ૫૫૮ | ૧૦૬૩-૬૪ |
| ૫૫[illegible] | ૧૦૬૫ |

બૌદ્ધધર્મનો નિત્યપાઠ

બાૈદ્ધ લોકો પોતાને માન્ય એવા 'ત્રિપિટક ગ્રંથો'માંથી કેટલાક મંત્રો લઈ પોતાનો નિત્યપાઠ કરે છે, એક રીતે એ તેમનું નિત્યકર્તવ્ય છે તે માના કેટલાક વાક્ય, જે 'પ્રતિક્રમણ'ના વાક્યો સાથે સરખાવી શકાય એવા છે તે નીચે આપ્યા છે

(૧) 'नमो तस्स भगवतो अरहतो सम्मासम्बुद्धस्स ।'

'बुद्ध सरणं गच्छामि। धम्मं सरणं गच्छामि। संघं सरणं गच्छामि ।'

(મધુપાઠ સંયુત્ત)

ભાવાર્થ —તે સમ્યક્સંબુદ્ધ ભગવાન અરિહન્તને નમસ્કાર થાઓ

બુદ્ધને શરણે જાઉં છું, ધર્મને શરણે જાઉં છું અને સંઘને શરણે જાઉં છું.

(૧) 'नमो अरिहन्ताणं, नमो सिद्धाणं ।'

'चत्तारि सरणं पवज्जामि, अरिहन्ते सरणं पवज्जामि, सिद्धे सरणं पवज्जामि, साहूसरणं पवज्जामि, केवलीपण्णत्तं धम्मं सरणं पवज्जामि ।'

ભાવાર્થ —શ્રી અરિહન્ત ભગવાનને અને શ્રી સિદ્ધ ભગવાનને નમસ્કાર થાઓ

ચાર શરણને હું અંગીકાર કરું છું, અરિહન્તના શરણને અંગીકાર કરું છું, સિદ્ધના શરણને અંગી•

(२) 'पाणातिपाता वेरमणि सिक्खापद समादियामि। अदिन्नादाना वेरमणि सिक्खापद समादियामि। कामेसु मिच्छाचारा वेरमणि सिक्खापद समादियामि। मुसावादा वेरमणि सिक्खापद समादियामि। सुरामेरयमज्जपमादट्ठाना वेरमणि सिक्खापद समादियामि।'

લઘુપાઠ પચ્ચસીલ

ભાવાર્થ —પ્રાણાતિપાતથી વિરમણ રૂપ શિક્ષાપદ સ્વીકારું છું અદત્તાદાનથી વિરમણ રૂપ શિક્ષાપદ સ્વીકારું છું, મૃષાવાદથી વિરમણ રૂપ શિક્ષાપદ સ્વીકારું છું અને મદ્ય તેમજ પ્રમાદ સ્થાનથી વિરમણ રૂપ શિક્ષાપદ સ્વીકારું છું

(३) 'असेवना च बालान, पण्डितान च सेवना।

કાર કરું છું, સાધુઓના શરણને અંગીકાર કરું છું અને કેવલીપ્રણિત ધર્મના શરણને અંગીકાર કરું છું

(२) 'थूलगपाणाइवाय समणोवासओ पच्चक्खाइ, थूलगमुसावाय समणोवासओ पच्चक्खाइ, थूलग अदत्तादान समणोवासओ पच्चक्खाइ, परदारगमण समणोवासओ पच्चक्खाइ, सदारसंतोस वा पडिवज्जइ।'

આવશ્યકસૂત્ર પૃ૦ ૮૧૮-૮૨૪

ભાવાર્થ —શ્રાવકને યોગ્ય સ્થૂલ પ્રાણાતિપાતનું પચ્ચખાણ કરું છું, શ્રાવકને યોગ્ય સ્થૂલ મૃષાવાદનું પચ્ચખાણ કરું, છું શ્રાવકને યોગ્ય સ્થૂલ અદત્તાદાનનું પચ્ચખાણ કરું છું, શ્રાવકને યોગ્ય પરદારાગમનનું પચ્ચખાણ કરું છું અને સ્વદારાસંતોષને અંગીકાર કરું છું

(३) 'लोगस्स उज्जोयगरे...

पूजा च पूजनीयान, एत मगलमुत्तम ॥
मातापितु उपट्ठान पुत्तदारस्स सगहो ।
अनाकुला च कम्मन्ता, एत मगलमुत्तम ॥
दान च धम्मचरिया च, ञातकान च सगहो ।
अनवज्जानि कम्मानि, एत मगलमुत्तम ॥
आरति विरति पापा, मज्जपाना च सयमो ।
अप्पमादो च धम्मेसु, एत मगलमुत्तम ॥
खन्ति च सोवचस्सता, समणान च दस्सन ।
कालेन धम्मसाकच्छा, एत मगलमुत्तम ॥

लघुपाठ मगलसुत्त

ભાવાર્થ —મૂર્ખોને ન સેવવા, પડિતોને સેવવા અને પૂજ્યનો પૂજાસત્કાર કરવો એ શ્રેષ્ઠ મગળ છે માતપિતાની પરિચર્યા, પુત્ર તેમજ સ્ત્રીનું ભરણ પોષણ અને દરેક કાર્ય શાતિપૂર્વક કરવુ એ ઉત્તમ મગલ છે

सुहगुरुजोगो तव्वयण-सेवणा आभवमखडा ।
दुक्खखओ कम्मखओ, समाहिमरणं च बोहिलाभो अ ।

सपज्जउ मह एय, तुह नाह पणामकरणेण ॥'

જયવીયરાય

ભાવાર્થ —લોકવિરુદ્ધ કૃત્યનો ત્યાગ, પૂજનીય જનોની પૂજા, પરોપકાર, પવિત્ર ગુરુઓનો સગ અને જીવન પર્યંત આગ્રહપૂર્વક તેમના વચનનુ પાલન આદિ મને પ્રાપ્ત થાઓ.

હે નાથ, તને પ્રણામ કરવાથી દુઃખનો નાશ, કર્મનો ક્ષય, સમાધિ મરણ (સુખપૂર્વક, શાતિપૂર્વક મરણ), અને સમ્યક્ત્વ (સાચી શ્રદ્ધા યા રુચિ)નો લાભ એ સર્વ મને અવશ્ય પ્રાપ્ત થાઓ.

ભાવાર્થ —હું મારા ઉપાર્જીત પાપોનો ક્ષય કરવા તેમજ શ્રી પરમેશ્વરની પ્રીતિ મેળવવા પ્રાત 'સ ધ્યા'ની ઉપાસના કરીશ

(૨) 'ॐ सूर्यश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्य पापेभ्यो रक्षन्ताम् । यद्रात्र्या पापमकार्षं मनसा वाचा हस्ताभ्या पद्भ्यामुदरेण शिश्ना रात्रिस्तदवलुम्पतु यत्किंचिद् दुरित मयीदमहममृतयोनौ सूर्येभ्योज्योतिषि जुहोमि स्वाहा '

કૃષ્ણ યજુર્વેદ

ભાવાર્થ —સૂર્ય મન્યુ અને મન્યુપતિ એ ક્રોધ અને ક્રોધકૃત પાપોથી બચાવો મેં રાત્રે મન વચન હાથ પગ, પેટ જનેન્દ્રિય આદિ વડે જે પાપ કર્યાં હોય તે પાપને રાત્રિ દૂર કરો મારામા જે કાંઈ પાપ છે એને હું અમૃતયોનિ જ્યોતિર્ રૂપ સૂર્ય અર્થાત્ પરબ્રહ્મમા હોમુ છુ





(૨) 'ज ज मणेण बद्ध, ज ज वाएण भासिय पाव।
ज ज कायेण कय, मिच्छामि दुक्कड तस्स।'

(૩) चन्देसु निम्मलयरा, आइच्चेसु अहिय पयासयरा।
सागरवरगम्भीरा, सिद्धा सिद्धिं मम दिसन्तु।।

લોગસ્સ

ભાવાર્થ —જે જે પાપ મન દ્વારા બધાયુ હોય જે જે પાપ વચન વડે બોલાયુ હોય અને જે જે (પાપી) કાર્ય શરીર દ્વારા કરાયુ હોય તે સર્વ પાપ મિથ્યા થાઓ

જે ચન્દ્રની માફક કર્મમલથી રહિત અર્થાત્ નિર્મલ છે જે સૂર્ય કરતાં પણ અધિક પ્રકાશવાળા છે અર્થાત્ તીર્થના પ્રકાશક છે જે સાગરની માફક અપૂર્વ જ્ઞાન હોવા છતાં અભિમાનથી છલકાતા નથી એવા સિદ્ધ ભગવાનના આલબન વડે મને મોક્ષ પ્રાપ્ત થાઓ

# પરિશિષ્ટ નં ૩

| જરથોસ્ત ધર્મ સબંધી કંઈક વિચારણીય વસ્તુ | જૈનશાસ્ત્રના સમાન પાઠો |
| --- | --- |
| પારસીઓ નિત્યપ્રાર્થના અને નિત્યપાઠમાં પોતાના ધાર્મિક પુસ્તક 'અવસ્તા'માંના જે જે ભાગનો ઉપયોગ કરે છે તે 'ખોરદેહ અવસ્તા'ના નામે ઓળખાય છે તેનું રહસ્ય પણ રાજ્યનું તંત્વના જેવુંજ છે તેની ભાષા દેવનાગરી અક્ષરમાં ન હોવાથી માત્ર તેનો ગૂજરાતી સાર આપ્યો છે, જ્યારે જીજ્ઞાસુઓ મૂળ પુસ્તકમાંથી અસલ પાઠ વગેરે જોઈ શકે છે | |
| (૧) દુશ્મન પર જીત મળો' <br> ખોરદેહ અવસ્તા પૃ૦ ૭ | (१) 'शनवः पराङ्मुखा भवन्तु स्वाहा' <br> ભાવાર્થ –શત્રુઓ પરાઙ્ગમુખ થાઓ <br> બૃહતશાન્તિ |
| (૨) 'મેં મનથી બુરા વિચાર, વચનથી તુચ્છ ભાષણ, શરીરથી હલકી પ્રવૃત્તિ આદિ પ્રકારે જે જે ગુન્હા કર્યાં હોય, તે સર્વને માટે હું પશ્ચાતાપ કરૂં છું' <br> ખો૦ અ૦ પૃ૦ ૭ | (२) काएण,काइयस्स, पडिक्कमे वाइयस्स वायाए। मणसा माणसियस्स, सव्वस्स वयाइयारस्स॥' <br> વંદિત્તુ |

(૩) વર્તમાન અને ભાવી સર્વ ધર્મોમા સૌથી મહાન, સર્વથી શ્રેષ્ઠ અને ઉત્કૃષ્ટ ધર્મ જરથોસ્તી છે હું એ વાત વાળી લઉ છુ કે આ ધર્મજ સર્વ કાઈ શ્રેષ્ઠ પ્રાપ્તિનુ મૂળ છે

ખોo અ પૃo ૯

(૮) અભિમાન સર્વ મૃતલોકોની નિંદા હોય લાલચ ગુસ્સો ઈર્ષા ગમ ઇચ્છા સ્વચ્છંદ આળસ ચાડીચુગલી, પવિત્રતાનો ભંગ, જુઠી સાક્ષી ચોરી, લુટફાટ, વ્યભિચાર બેહદ શોક આદિ જે જે ગુન્હા મારાથી જાણતા અજાણતા થઇ ગયા હોય

ભાવાર્થ —વ્રતોના અતિચાર કે જે અશુભ કાયાની પ્રવૃત્તિથી અશુભ વચન ઉપયોગથી, તથા અશુભ મનોગત વિચારથી કરાયા હોય તેનાથી હુ પાછો વળુ છુ અર્થાત્ શુભ યોગમા ફરી પ્રવેશ કરૂ છુ

(૩) सर्व मगल मागल्य, सर्व कल्याणकारणम्।
प्रधान सर्वधर्माणां, जैन जयति शासनम् ॥

જયવીયરાય

ભાવાર્થ —સર્વ મગળોમા મગળરૂપ, સર્વ કલ્યાણના કારણરૂપ અને સર્વ ધર્મોમા પણ પ્રધાન (શ્રેષ્ઠ) એવુ જૈનશાસન જયવન્ત વર્તે છે

(૪) प्राणातिपात, मृषावाद, अदत्तादान, मैथुन, परिग्रह, क्रोध, मान, माया, लोभ, राग, द्वेष, कलह, अभ्याख्यान, पैशुन्य, रति-अरति, परपरिवाद, मायामृषावाद અને मिथ्यात्वशल्य

ઓ જે મે શુદ્ધ હૃદયથી પ્ર ટ કર્યા ન હોય તે સર્વથી હુ છુટો થઇ પવિત્ર બનું છુ

બો૦ જ૦ પૃ૦ ૨૩-૨૪

પાપસ્થાનનો ભાવાર્થ —

નિર્દોષ ત્રસ જીવની જાણી જોઇને ઇરાદાપૂર્વક, સંકલ્પ સહિત હિંસા કરી હોય, પાચ સ્થૂલ અસત્ય વચન કહ્યું હોય, આપ્યા વિનાની ત્ત સ્થૂલ વસ્તુનુ ગ્રહણ કર્યું હોય પરસ્ત્રી સાથે કામચેષ્ટા કે કામભોગ કર્યા હોય નિયમથી વધુ ધન ધાન્ય જગમ અને સ્થાવર મિલ્કત રાખી હોય ક્રોધ, માન, માયા અને લોભ કર્યો, હોય ઇચ્છિત વસ્તુ પર કે તેની પ્રાપ્તિ પર રાગ અને અનિચ્છિત વસ્તુ પર અથવા ઇચ્છિત વસ્તુ ની અપ્રાપ્તિ પર દ્વેષ અને અનિચ્છિત વસ્તુ ની પ્રાપ્તિ પર દ્વેષ, અથવા ગુણવાન પર રાગ અને ગુણહીન પ્રતિ માધ્યસ્થતાને બદલે મારાના પર રાગ અને બીજાના પર દ્વેષ કર્યા હોય, કજીયો, દોષનો આરોપ, ચાડીચુગલી આદિ કર્યા હોય, પ્રમોદ કે પ્રસન્નતા અને ખેદ કે શોક કર્યા હોય, પારકાના દોષ પ્રગટ કર્યા હોય, કપટસહિત અસત્ય બોલ્યુ હોય અને મિથ્યાત્વ રૂપ કાંટો મારા આત્મામા સ્થાન પામ્યો હોય તે સર્વનુ કે કોઇનુ પણ મે મન, વચન, કાયાથી આચરણ કર્યું હોય, કોઇની પાસે કરાવ્યુ હોય કે તે તે માટે કોઇને પ્રેરણા કરી હોય કે કોઇએ કર્યું હોય તેને અનુમોદન આપ્યુ હોય તે સર્વને હુ મન, વચન, અને કાયાથી મિથ્યા થાય એમ ઇચ્છુ છુ

આ અઢાર પાપસ્થાનમાનુ જે કોઇ પાપ મારે જીવે કર્યું હોય, કરાવ્યુ હોય કે અનુમોદના કરી હોય તે સર્વ મિથ્યા થાઓ

# શુદ્ધિપત્રક

વિષયસૂચિમા જે ક્રમાંક ૩, ૪, ૫ અને ૬ મૂકયા છે તે સુધારી અનુક્રમે ૬, ૩, ૪, અને ૫ વાચવા પૃ ૩૧ થી અનુક્રમે ૧૦૮ છે તે ૧૩ થી ૯૦ ગણુવા અને જે ૧૩ થી ૩૦ છે તે ૯૧ થી ૧૦૮ ગણુવા

| પૃ૦ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧ | ૬ | સીવી | સીધી |
| ૩૮ | ૨૫ | ર्व्यर्थ | र्व्वर्थ |
| ૪૧ | ૧૦ | ग न्तर्या | नन्तर्या |
| ૫૦ | ૮ | भद्रवाहु | भद्रनाहु |
| ,, | ૯ | निर्युयत्या | निर्युक्त्या |
| ,, | ૧૪ | शव्दो | शब्दो |
| ૬૨ | ૨૧ | शुमेपु | शुभेपु |
| ૭૦ | ૧૬ | या | या |
| ૭૧ | ૧૮ | र्व्यैतत | र्व्यै तत |
| ૭૮ | ૧૯ | मूत्र | सूत्र |
| ૮૪ | ૨૫ | भद्रवाहु | भद्रबाहु |
| ૮૭ | ૧૭ | नदित्त | वंदित्तु |
| ૮૮ | ૧૯ | दीबह्ले | दीयह्ले |
| ૯૨ | ૨૧ | कारेमिर्भते | करेमि भंते |
| ૯૩ | ૨૩ | पगविहे | पगविहे |

# નમસ્કાર મંત્ર યા પંચ પરમેષ્ઠી.

પરમેષ્ટીની વ્યાખ્યા

પ્ર૦ પરમેષ્ઠી શી વસ્તુ છે?

ઉ૦ એ જીવ છે

પ્ર૦ શુ દરેક જીવ પરમેષ્ટી કહેવાય છે?

ઉ૦ નહિ

પ્ર૦ ત્યારે કોણ પરમેષ્ઠી કહેવાય છે?

ઉ૦ જે જીવ 'પરમે' એટલે ઉચ્ચ સ્વરૂપમા–સમભાવમાં, 'ષ્ઠિન્' એટલે રહે તે પરમેષ્ઠી કહેવાય છે જે જીવ ઉચ્ચ સ્વરૂપમા હોય તે પરમેષ્ઠી

પ્ર૦ પરમેષ્ઠીમા અને બીજા સામાન્ય જીવોમાં શો તફાવત છે?

ઉ૦ આધ્યાત્મિક–આત્મિક વિકાસ થયા, અને ન થયાનો ફેર છે, અર્થાત્ આધ્યાત્મિક વિકાસ કરવાની પ્રગતિ શરૂ કર્યા, ન કર્યાનો ફેર છે

જે જીવોએ આત્મિક વિકાસ કરી આત્માને થોડોજ નિર્મળ બનાવ્યો હોય તે જીવો પરમેષ્ઠી કહેવાય છે, તેમજ જે જીવોએ અધ્યાત્મિક વિકાસ કર્યો નથી, પણ તે માર્ગે પ્રવત્તિ શરૂ કરી છે તે પણ પરમેષ્ઠી કહેવાય છે જેઓએ આત્મિક વિકાસ શરૂ કર્યો નથી તેઓ સામાન્ય જીવો કહેવાય છે

પ્ર૦ જે જીવો પરમેષ્ઠી નથી તે પરમેષ્ઠી થઇ શકે કે નહિ?

ઉ૦ હા અવશ્ય થઈ શકે આત્માને નિર્મળ કરવાના સાધનો દ્વારા પ્રયત્ન કરે તો તે પણ પરમેષ્ઠી થઇ શકે

પરમેષ્ઠી અને સામાન્ય જીવ વચ્ચેનુ અન્તર

પ્ર૦ તો પછી પરમેષ્ઠીમા અને સામાન્ય જીવોમાં શો તફાવત? કેમકે બન્નેની શક્તિ તો સરખી છે

ઉ૦ એ રીતે તો કાંઇ ફેર નથી કેમકે બન્નેની શક્તિ સરખી જ છે પરન્તુ પરમેષ્ઠીમા જે શક્તિઓ પ્રગટ થઇ છે, તે જ શક્તિઓ–સામાન્ય જીવોમા વ્યક્ત કે અવ્યક્ત રીતે પ્રગટ થઇ નથી, પણ દબાયેલી છે, તેજ બે વચ્ચે અન્તર છે

જીવનુ સ્વાભાવિક લક્ષણ

પ્ર૦ જ્યારે એક રીતે વિચાર કરતા દરેક જીવો સરખા છે, તો પછી જીવનુ સામાન્ય લક્ષણ શુ?

ઉ૦ રૂપ રસ ગંધ સ્પર્શ વગેરે પૌદ્ગલિક ભાવથી રહિત હોય ઇંદ્રિયોથી અગ્રાહ્ય (જાણી ન શકાય) તેનુ હોય, નિયત (ચોક્કસ) આકૃતિ રહિત હોય અને ચેતના ગુણ યુક્ત હોય તે જીવ જીવનુ એ સામાન્ય લક્ષણ[1] છે

---

[1] જે રસ રૂપ, ગંધ અને શબ્દ રહિત છે, જે અવ્યક્ત

પ્ર૦ ઉપર જે લક્ષણ કહ્યુ, તે અતીન્દ્રિય (ઇંદ્રિયોથી ન જાણી શકાય તેવુ) જણાય છે, પરંતુ જીવને ઓળખી શકાય તેવુ લક્ષણ કહો.

ઉ૦ નિશ્ચય દ્રષ્ટિથી જીવ અતીન્દ્રિય છે, તેથી તેનું લક્ષણ પણ અતીન્દ્રિય જ હોવુ જોઇએ, કેમકે લક્ષણ લક્ષ્યથી ભિન્ન ન હોઇ શકે જો જીવ ઇંદ્રિયોથી જાણી ન શકાય તો તેનું લક્ષણ પણ ઇંદ્રિયોથી ન જાણી શકાય, એ સ્વાભાવિક જ છે

પ્ર૦ હું ધારૂં છુ કે, જીવ આંખે જોઈ શકાય છે પશુ પક્ષી, મનુષ્ય, કીડા વગેરે જીવોને જોઇને કે સ્પર્શ કરીને હું કહી શકુ કે આ મનુષ્ય પક્ષી અથવા પશુ ગમે તે પ્રાણધારિ છે વળી કોઇની આકૃતિ જોઇને અથવા વાચા સાભળીને કહી શકાય છે કે અમુક જીવ સુખી, દુખી, મૂઢ, વિદ્વાન, પ્રસન, અથવા નારાજ છે તો પછી જીવ અતીન્દ્રિય કેવી રીતે ?

ઉ૦ શુદ્ધ સ્વરૂપ એટલે સ્વભાવની અપેક્ષાએ જીવ અતીન્દ્રિય છે અને અશુદ્ધ સ્વરૂપ એટલે વિભાવની અપેક્ષાએ જીવ ઇંદ્રિયગ્રાહ્ય પણ છે

૧ અમૂર્તત્વ એટલે ઉપર કહ્યા તે રૂપ રસ વગેરેથી રહિતપણું, અને ૨ ચેતના એ જીવના સ્વાભાવિક નિજ (પોતાના) સ્વભાવ છે, જ્યારે ભાષા, આકૃતિ સુખ, દુખ, રાગ, દ્વેષ વગેરે જીવના વિભાવ એટલે કર્મજન્ય પર્યાય છે

સ્વભાવિક લક્ષણ પુદ્ગલ નિરપેક્ષ હોવાથી અતીન્દ્રિય છે વૈભાવિક લક્ષણ પુદ્ગલ સાપેક્ષ હોવાથી ઇંદ્રિયગ્રાહ્ય છે, તેથી સ્વાભાવિક લક્ષણની અપેક્ષાએ જીવને અતીન્દ્રિય સમજવો.

---

સ્પર્શરહિત છે, અને તેથીજ લિંગ ને ઇન્દ્રિયોથી અગ્રાહ્ય છે, જેનુ કોઈ સસ્થાન (આકૃતિ) નથી, અને જેમા ચેતના શક્તિ છે, તેને જીવ જાણવો પ્રવચનસાર જ્ઞેય તત્ત્વાધિકાર ગા૦ ૮૦

## જીવનું વૈભાવિક લક્ષણ

પ્ર૦ જો વિભાવનો સબંધ જીવની સાથે છે, તો તેની અપેક્ષાએ પણ જીવનું લક્ષણ જાણવું જોઇએ

ઉ૦ એવુંયે લક્ષણ શાસ્ત્રમાં બતાવ્યું છે પરંતુ એ લક્ષણ સૌ જીવોને લાગુ નહિ પડે, માત્ર સંસારી જીવોનેજ તે લાગુ પડે છે તે લક્ષણ નીચે પ્રમાણે

"જે સુખી હોય, દુખી હોય રાગી હોય દ્વેષી હોય કર્મ કરે, કર્મનું ફળ ભોગવે, અને શરીર ધારણ કરે તે જીવ[૧]"

## સ્વાભાવિક અને વૈભાવિક લક્ષણ વચ્ચેનો તફાવત

પ્ર૦ બન્ને લક્ષણો સ્પષ્ટતાપૂર્વક સમજાવો

ઉ૦ પહેલું લક્ષણ સ્વભાવસ્પર્શી છે તેથી તેને નિશ્ચય નયની અપેક્ષાએ જાણવું તેમજ તેને પૂર્ણ અને સ્થાયિ સમજવું

બીજું લક્ષણ વિભાવસ્પર્શી છે તેથી તે વ્યવહાર નયની અપેક્ષાએ જાણવું, તેમજ તેને અપૂર્ણ અને અસ્થાયિ સમજવું

સારાંશ કે પહેલું લક્ષણ નિશ્ચય નયની દ્રષ્ટિએ હોવાથી ત્રણેય કાળમા ઘટીત શકે તેવુ છે બીજુ લક્ષણ વ્યવહાર નયની દ્રષ્ટિએ હોવાથી ત્રણે કાળમા ઘટી શકે તેવુ નથી *

---

૧ જે જુદા જુદા કર્મ કરે છે, તેનાં ફળ ભોગવે છે સંસારમાં ભટકે છે, અને મોક્ષને પણ મેળવે છે તેજ જીવ તેનું કોઈ બીજુ લક્ષણ નથી.

* જીવત્વ નિશ્ચય અને વ્યવહાર એમ બે પ્રકારે છે નિશ્ચય જીવત્વ અનન્તજ્ઞાનશક્તિ સ્વરૂપ હોવાથી ત્રિકાલ સ્થાયિ છે, અને વ્યવહાર જીવત્વ પૌદ્‌ગલિક-પ્રાણસંસર્ગરૂપ હોવાથી સંસારાવસ્થા સુધીજ રહે છે પ્રવચનસાર. અમૃતચંદ્ર ટીકા ગા૦ ૫૩

અર્થાત્ મસારી અવસ્થામા ઘટી શકે, અને મોક્ષાવસ્થામા તે ન ઘટી શકે તેવુ છે

અન્ય દર્શનિકારોની જીવ સબધે પ્રરૂપણા

પ્ર૦ ઉપરની બન્ને દ્રષ્ટિએ બે જાતના લક્ષણો જેવા જૈન શાસ્ત્રમા બતાવ્યા છે, તે પ્રમાણેના લક્ષણો બીજા કોઈ શાસ્ત્રમા છે ?

ઉ૦ હા, બીજા શાસ્ત્રોમા પણ છે સાખ્ય,[1] યોગ,[2] વેદાન્ત,[3] વગેરે દર્શનોમા આત્માને ચેતનરૂપ અથવા સચ્ચિદાનદ રૂપે કહ્યો છે તે નિશ્ચય[4] નયની અપેક્ષાએ, અને ન્યાય,[5] તથા વૈશે-ષિક વગેરે દર્શનોમા સુખ, દુખ, ઇચ્છા, દ્વેષ, વગેરે આત્માના લક્ષણો બતાવ્યા છે, તે વ્યવહાર[4] નયની અપેક્ષાએ

---

૧ આત્મા કમલ પત્રની સમાન નિર્લેપ છે, પણ ચેતના સહિત તો છે જ — મુક્તાવલિ પૃ૦ ૩૬

૨ પુરૂષ (આત્મા) ચિન્માત્ર રૂપ છે, અને પરિણામ ચિત્ત-સત્વથી અત્યન્ત વિલક્ષણ અને વિશુદ્ધ છે

પાતજલ સૂત્ર પાદ ૩ સૂત્ર ૩૫ નુ ભાષ્ય.

૩ બ્રહ્મ (આત્મા) આનન્દ તથા જ્ઞાન રૂપ છે

બૃહદારણ્યક ૩-૯-૨૮

૪ તાત્વિક દષ્ટિ ને નિશ્ચય દષ્ટિ કહે છે અને ઉપચાર દષ્ટિને વ્યવહાર દષ્ટિ કહે છે — પુરૂષાર્થ સિદ્ધયુપાય શ્લો ૫

૫ ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ દુખ, જ્ઞાન, એ આત્માના લક્ષણ છે — ન્યાયદર્શન, ૧-૧-૧૦

પ્ર૦ જીવ અને આત્મા એ બન્ને શબ્દોની મતલબ એકજ છે ?

ઉ૦ હા, જૈન શાસ્ત્રમાં બન્નેનો એકજ અર્થ ગણેલો છે, પરન્તુ વેદાન્ત દર્શનમાં ચૈતન્ય યુક્ત[1] વસ્તુ આત્મા કહેવાય છે અને સંસાર અવસ્થામાં તે જીવ કહેવાય છે, એટલે આત્મા જીવ તરીકે ગણાય શકે અને ન પણ ગણાઇ શકે જીવ એ આત્મા[2] તો ખરો જ

જીવનું અનિર્વચનીયત્વ

પ્ર૦ કહેવાય છે કે આત્મા અનિર્વચનીય છે એટલે તેનું વર્ણન થઇ શકે તેમ નથી તે કેવી રીતે ?

ઉ૦ એ વાત પણ બરાબર છે, કેમકે શબ્દ થી તો પરિમીતજ વર્ણન કરી શકાય. જો જીવનું સંપૂર્ણ સ્વરૂપ જાણવું હોય તો શબ્દોથી કહી શકાય તેમ નથી, કેમકે જીવનું સ્વરૂપ અપરિમીત ( પાર વગરનું ) છે તેથી આ અપેક્ષાએ જીવનું સ્વરૂપ અનિર્વચનીય[3] છે અન્ય દર્શનકારોએ પણ 'નિર્વિકલ્પ"[4]

---

૧ જીવ તે ચેતન છે અને તે શરીરનો સ્વામી છે તેમજ તે પ્રાણને ધારણ કરે છે — બ્રહ્મસૂત્ર ભાષ્ય. પૃ૦ ૧૦૬

૨ આત્માના સંબંધમાં શાસ્ત્ર સાંભળવું પછી (આ માનું) મનન કરવું અને તેનું બરાબર ધ્યાન કરવું

બૃહદારણ્યક ૨-૪-૫

૩ જ્યાંથી શબ્દો પાછા ફરે છે અર્થાત્ જેને વાણી પહોંચી વળતી નથી મન પણ જ્યાં પહોંચતું નથી, માત્ર શુદ્ધ અનુભવ જ્ઞાનથીજ જેનું સંવેદન થાય છે તે પરમાત્માનું સ્વરૂપ છે

૪ આત્માનો પરમ પ્રકાશ નિરાલંબ છે, નિરાકાર છે નિર્વિકલ્પ છે નિરોગી છે, ઉપાધિ અને મેલ રહિત છે

અને "नेति नेति"[૫] વગેરે શબ્દોથી આત્માની અનિર્વચનીયતા બતાવી છે અને તેજ વાત જૈન શાસ્ત્રમાં પણ 'सरा तत्थ निवत्तंते तक्का तत्थ न विज्जई' ઇત્યાદિ શબ્દોથી કહી છે

જે અનિર્વચનીયતા કહી છે, તે પરમ નિશ્ચય નય, અથવા પરમ શુદ્ધ દ્રવ્યાર્થિક નયની દૃષ્ટિએ સમજવું અને જે

---

જેમ પાછા પડતા તરંગો સમુદ્રના પુરપુરા સ્વરૂપને સ્પર્શ કરી ન તા નથી, તેમ અનેક નયો આત્મસ્વરૂપ તરફ દોડે છે છતા તેના સ્વરૂપને સ્પર્શ કરી શકતા નથી

શબ્દગ્રાહ્ય તેના (આત્માના) સ્વરૂપને નયો સમજાવી શકે છે પણ નિર્વિકલ્પ સ્વરૂપ તો અનુભવ જ્ઞાન વિના જાણી શકાય જ નહી

જો કે 'આત્મા અનક્ષ્યાવૃત્તિથી જુદો છે' એમ સિદ્ધાંતોમાં કહેલુ છે, તોપણ ખરી રીતે તો 'તેના સ્વરૂપનું આઠ પણ રીતે' નિર્વચન (વ્યાખ્યા) થઇ શકે તેમ નથીજ

**શ્રી યશોવિજય ઉપાધ્યાય કૃત પરમજ્યોતિ પચવિંશતિકા.**

શુદ્ધ જીવ નિર્ગુણ અક્રિય અને અવિશેષ હોવાથી, બુદ્ધિગ્રાહ્ય પણ નથી, તેમજ શબ્દથી સમજાવી શકાય તેમ પણ નથી **શ્રી શંકરાચાર્ય કૃત ઉપદેશ સહસ્રી** નાન્યત્વ પ્રક પૃ શ્લો૦૩૮

૫ તે આ 'ન' 'ન' નથી નથી એટલે અગ્રેય છે (કોઇથી પુરેપુરો જાણી શકાતો નથી) અનાશવત છે (કોઇથી તેનો નાશ કરી શકાતો નથી) તે અસગ છે (કોઇથી તેની સાથે સગ કરી શકાતો નથી) અયુક્ત છે (દુ ખ પામતો નથી તેમજ દુ ખ આપતો નથી) તેથી હે જનક! તું અભયને પામેલો છે

બૃહદારણ્યક.

ચેતના, અથવા અમૂર્તત્વ રૂપ લક્ષણ કહ્યું છે, તે નિશ્ચય નય અથવા શુદ્ધપર્યાયાર્થિક નયની દૃષ્ટિએ કહ્યું છે

**જીવ એ અનાદિ સ્વતંત્ર તત્ત્વ.**

પ્ર૦ જીવનુ સ્વરૂપ કઇક ધ્યાનમા ઉતર્યું, પરંતુ જીવ ક્યા ક્યા તત્ત્વોનો બનેલો છે

ઉ૦ એ કોઇપણ બીજા તત્ત્વોનો બનેલો નથી, પરંતુ તે અનાદિ સ્વતંત્ર તત્ત્વ છે

પ્ર૦ સાભળ્યુ છે તેમજ વાચ્યુ પણ છે કે જીવ એક રાસાયણિક વસ્તુ છે એટલે ભૌતિક (પાચ ભૂતના) મિશ્રણનુ પરિણામ છે જીવ સ્વયસિદ્ધ વસ્તુ નથી પરંતુ ઉત્પન્ન થાય છે અને નષ્ટ પણ થાય છે એમા શુ સત્ય છે?

ઉ૦ જે માણસે સૂક્ષ્મ વિચાર કર્યો નથી, અને ભ્રમમા રહે કે તે એમ કહી શકે છે તેમનુ એ કથન ભૂલભરેલુ છે

પ્ર૦ ભૂલભરેલુ કેમ?

ઉ૦ જ્ઞાન સુખ દુઃખ હર્ષ શોક વગેરે વૃત્તિઓ (લાગણીઓ) મન સાથે સબધ રાખનારી છે અને એ લાગણીઓ નાની મોટી બહારની જડ વસ્તુના સબધને લીધે ઉત્પન્ન થાય છે (પરંતુ શેમા ઉત્પન્ન થાય છે? એ વિચારવાનુ છે)

બહારની વસ્તુ વૃત્તિઓની ઉત્પત્તિમા કારણ બને છે, પરંતુ તે નિમિત્ત[1] કારણ છે ઉપાદાન[2] કારણ નથી

જેમા એ વૃત્તિઓ ઉત્પન્ન થાય છે તે ઉપાદાન કારણ આત્મા છે

---

[1] જે વસ્તુ કાર્યથી જુદી રહીને, કાર્ય ઉત્પન્ન થવામા મદદગાર કારણ રૂપે બને તે નિમિત્ત કારણ કહેવાય જેમકે ઘડો બનાવવામા ચાક અથવા લાકડી

[2] જે વસ્તુ પોતેજ કાર્ય રૂપે બની જાય તે કારણ ઉપાદાન

એટલે બહારની વસ્તુઓ જે નિમિત્ત કારણ છે, તેને ઉપાદાન કારણ તરીકે માની લેવી એ ભૂલભરેલું છે

પ્ર૦ એમ માનવામા શી અડચણ ?

ઉ૦ મોટી અડચણ છે એકજ માતાપિતાથી ઉત્પન્ન થયેલા બે ભાઈ છે તેમા એક સુખી હોય છે એક દુખી હોય છે એક વૈભવશાળી હોય છે, બીજો નિર્ધન હોય છે એકનુ આયુષ્ય ટુકુ હોય છે, બીજાનુ લાબુ હોય છે એક લોકોમા માન-સત્કાર પામે છે, બીજાનો કોઈ ભાવ પણ પૂછતુ નથી એક વિદ્વાન હોય છે, ત્યારે બીજો મૂર્ખ હોય છે આવા પરસ્પર જે વિરૂદ્ધ ભાવ જોવામાં આવે છે તે જીવને સ્વતત્ર તત્ત્વ તરીકે માન્યા વિના બરાબર રીતે ઘટી શકે તેમ નથી.

## જીવ સબધની ઉપર્યુક્ત માન્યતાને વૈજ્ઞાનિક દ્રષ્ટિએ પુષ્ટિ.

પ્ર૦ આજકાલ વિજ્ઞાન (સાયન્સ)ને કેટલાક લોકો વધારે પ્રમાણભૂત માને છે તો એવો કોઈ વિજ્ઞાનશાસ્ત્રી છે કે જેણે જીવને વિજ્ઞાનના પ્રમાણથી સ્વતત્ર તત્ત્વ તરીકે સ્વીકાર્યો હોય

હા, છે યુરોપના "સર ઓલીવર લૉજ," અને કલકત્તાના 'જગદીશ ચદ્ર બોઝ' "એમના પ્રયોગ ઉપરથી જીવ સ્વતત્ર ચેતન તત્ત્વ છે, એમ તેઓ કહે છે અને જીવ પૂનર્જન્મ પણ કરે છે" આમ તે સ્વતત્ર ચેતન તત્ત્વ તરીકે સ્પષ્ટ રીતે સાબિત થાય છે

---

કારણ કહેવાય જેમકે કપડાનુ ઉપાદાન કારણ સૂતર અથવા ઘડાનુ ઉપાદાન કારણ માટી. સૂતરજ કપડા રૂપે બની જાય છે અને માટીજ ઘડારૂપે બની જાય છે

વળી અમેરિકા વગેરે દેશોમા એવા પણ વિજ્ઞાનશાસ્ત્રીઓ પડ્યા છે કે જેઓએ પરલોકવાસી આત્માના સબંધમાં જાણવા લાયક ઘણી શોધખોળ કરી છે

## સ્વતંત્ર અનુભવ માટેની દિશાસૂચિ

પ્ર૦ જીવ હોવાની બાબતમા કોના પર પાકો વિશ્વાસ મુકવો ?

ઉ૦ એકાગ્રતાપૂર્વક ઘણા વખત આત્માનુ મનન કરનાર નિસ્વાર્થી ઋષિ મુનિયો, તિર્થંકર, ગણધર આદિના વચન ઉપર અને પોતાના અનુભવ ઉપર

પ્ર૦ એવો અનુભવ આપણને કઈ રીતે પ્રાપ્ત થાય ?

ઉ૦ ચિત્તશુદ્ધિ કરી એકાગ્રતાપૂર્વક મનન કરવાથી

## પંચ પરમેષ્ટી

પ્ર૦ જીવ અને પંચ મેષ્ટીનુ સામાન્ય સ્વરૂપ સમજાયુ પરંતુ દરેક પરમેષ્ટી એ પ્રકારના છે કે તેમા કાંઈ ફેરફાર છે ?

ઉ૦ ફેરફાર છે સ્થૂલ દ્રષ્ટિએ પરમેષ્ટીના પાંચ પ્રકાર છે એટલે પરસ્પર કેટલોક તફાવત છે

પ્ર૦ ક્યા ક્યા પાંચ પ્રકાર ? અને તેઓમાં પરસ્પર શો તફાવત છે ?

ઉ૦ ૧ અરિહંત ૨ સિદ્ધ, ૩ આચાર્ય ૪ ઉપાધ્યાય, અને ૫ સાધુ એ પાંચ પ્રકાર છે

પ્રથમ તો તેને બે વિભાગમા વહેચી દેવાથી ખાસ મોટો તફાવત જણાઇ આવશે એક વિભાગમા પ્રથમના બેનો ને બીજા વિભાગમાં પછીના ત્રણનો સમાવેશ થાય છે

અરિહંત અને સિદ્ધ એ બન્નેએ જ્ઞાન દર્શન, ચારિત્ર અને વિર્ય આદિ આત્મિક શક્તિઓનો શુદ્ધ સ્વરૂપે પૂર્ણપણે વિકાસ કર્યો છે પરંતુ આચાર્ય વગેરેએ પૂર્ણપણે એ શક્તિઓનો વિકાસ કર્યો હોતો નથી પણ તેઓ વિકાસ કરવાને પ્રયત્નશીલ હોય છે

અરિહંત અને સિદ્ધ બન્ને સંપૂર્ણ પૂજ્યપણાને પ્રાપ્ત થયા છે, એટલે એ બે દેવતત્ત્વમાં ગણાય છે આચાર્ય વગેરે પૂજ્ય પણ છે અને પૂજક પણ છે તેઓ દેવતત્ત્વના પૂજક છે ને ઉતરતી પંક્તિના માણસોને પૂજ્ય છે એટલે તે ત્રણ ગુરૂ તત્ત્વમાં ગણાય છે

### અરિહંત અને સિદ્ધનું વિશેષ સ્વરૂપ

પ્ર૦ અરિહંત તથા સિદ્ધમાં પરસ્પર શો ભેદ છે?

ઉ૦ સિદ્ધ ભગવાન શરીર રહિત છે, એટલે પૈદ્‌ગલિક પર્યાયથી સર્વથા રહિત છે અરિહંત ભગવાનને શરીર હોય છે તેમને અજ્ઞાન, મોહ વગેરે ઘાતીકર્મોનો નાશ કર્યો છે, છતા શરીર હોવાને લઈ તેઓ ચાલવા, બોલવા, વગેરે વડે શરીરનુ, મનનુ અને વચનનુ કાર્ય કરે છે મતલબ એ છે કે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, વગેરે શક્તિઓ બન્નેની સરખી છે, છતા સિદ્ધ ભગવાન યોગ (મન, વચન અને શરીરની પ્રવૃત્તિ)થી રહિત છે, અને અરિહંત ભગવાન યોગ સહિત હોય છે જે અરિહંત હોય છે, તેજ શરીરનો ત્યાગ કર્યા પછી સિદ્ધ કહેવાય છે

### આચાર્ય આદિનું વિશેષ સ્વરૂપ

પ્ર૦ આચાર્ય વગેરેમાં પરસ્પર શો ભેદ હોય છે?

ઉ૦ સાધુમા જે ગુણો હોય છે તે ઉપાધ્યાય અને આચાર્યમાં જો કે હોય છે, છતાં સાધુ કરતા ઉપાધ્યાયમા કેટલીક ખાસ વિશેષતા હોય છે, એવી જ રીતે ઉપાધ્યાયના ગુણ આચાર્યમા હોય છે, તોપણ આચાર્ય મહારાજમા ઉપાધ્યાય કરતા કેટલીક ખાસ વિશેષતા હોય છે

સાધુ મહારાજમા ૨૭ ગુણો હોય છે, તે ગુણો ઉપા-

ધ્યાય મહારાજ અને આચાર્ય મહારાજમાં પણ હોય છે, ઉપરાંત ઉપાધ્યાયમાં સૂત્ર અને અર્થનું વાસ્તવિક જ્ઞાન ભણાવવાની શક્તિ વચનની મધુરતા અને ચર્ચા કરવાની શક્તિ વિગેરે અનેક ગુણો હોય છે આચાર્ય મહારાજમાં ઉપાધ્યાયના ગુણો ઉપરાંત શાસન ચલાવવાની શક્તિ ગચ્છના હિતાહિતની જવાબદારી, અતિ ગંભીરતા અને દેશકાળનું યથાર્થ પરિજ્ઞાન વગેરે અતિ ઉત્તમ ગુણો હોય છે

## અરિહંતની લોકોત્તર વિભૂતિ

પ્ર૦ સિદ્ધ ભગવાન પરોક્ષ છે પરંતુ અરિહંત ભગવાન શરીર-ધારિ હોવાથી પ્રત્યક્ષ છે, તો પછી જેમ અરિહંત ભગવાનની જ્ઞાન વિગેરે આંતરિક શક્તિઓ અલૌકિક છે તેવીજ રીતે બહારની અવસ્થા પણ આપણા કરતા અલૌકિક હોવી જોઈએ ને ?

ઉ૦ હોવીજ જોઈએ અને છે પણ તે પ્રમાણે

અંદરની આત્મિક શક્તિઓ પરિપૂર્ણ પ્રગટ થવાને લીધે અરિહંત ભગવાનનો પ્રભાવ એટલો બધો અલૌકિક થઈ જાય છે કે સાધારણ માણસ તે સાંભળીને આશ્ચર્યચકિત થઈ જાય છે

ખરેખર અરિહંત ભગવાનની દરેક બાબત અલૌકિક[1] (લોકોત્તર) હોય છે

મનુષ્ય પક્ષિઓ પશુઓ વગેરે જુદી જુદી જાતના પ્રાણીઓ અરિહંત ભગવાનના ઉપદેશને પોતપોતાની ભાષામાં સમજી લે છે[2]

---

१ "लोकोत्तरचमत्कार,-करी तव भवस्थितिः ।
यतो नाहारनीहारौ, गोचरौ चर्मचक्षुषाम् ॥"
[ वीतरागस्तोत्र द्वितीयप्रकाश, श्लोक ८ ।]

સાપ, નોળીયો, ઉંદર, બિલાડી ગાય, વાઘ વગેરે જન્મ શત્રુ પ્રાણીઓ પણ દ્વેષભાવ છોડીને આઇચ્છાગથી સમવસરણમાં બેસીને પ્રભુનો ઉપદેશ સાંભળે છે

અરિહંત ભગવાનના વચનના પાંત્રીશ ગુણો છે, જે બીજાને નથી હોતા

જ્યાં અરિહંત ભગવાન બિરાજમાન હોય છે, ત્યાં મનુષ્યો તો શું, પરંતુ કરોડો દેવ (વિહારમાં પણ ઓછામાં ઓછા એક કરોડ દેવ હોયજ છે) હાથ જોડી ખડા રહે

---

હે ભગવન્! આપની ગ્રેણી કરણી આશ્ચર્યકારક અને લોકોત્તર છે, કેમકે ન તો આપનો આહાર દેખવામાં આવે, કે ન તો નીહાર દેખવામાં આવે.

૨. "तेषामेव स्वस्वभाषा, परिणाणमनोहरम् ।
अप्येकरूप वचन, यत्ते धर्मावबोधकृत् ॥"

(वीतरागस्तोत्र, तृतीयप्रकाश श्लोक ३ । )

એકજ શબ્દ છતાં પ્રાણી, પશુ દેવ મનુષ્ય વગેરે પોતપોતાની ભાષામાં સમજાય તેવા તમારા ધર્મોપદેશના વચનો છે

૩ "अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ।

[ पातञ्जल-योगसूत्र ३५-६६ । ]

અહિંસાને પુરેપુરી સિદ્ધ કરી હોય, કેળવી હોય તેની પાસે બીજા ક્રૂર પ્રાણીઓ પણ પરસ્પરનું વેર છોડી દે છે

છે ભક્તિ કરે છે અને અશોકવૃક્ષ[૪] વગેરે આઠ પ્રાતિહાર્યની રચના કરે છે

આ બધી અરિહંત ભગવાનની પરમયોગશક્તિની વિભૂતિઓ (સંપત્તિ) છે

## વિભૂતિની શક્યતા માટેની વિચારસરણી

પ્ર૦ આટલી બધી અરિહંત ભગવાનની વિભૂતિઓ તમે જણાવી, પરંતુ તે કેમ માની શકાય?

ઉ૦ અરે! ભાઈ! આપણને જે વાત અસંભવિત જેવી માલૂમ પડે છે, તે પરમ યોગિઓ માટે તદ્દન શક્ય છે એક જંગલ વાસી ભિલને ચક્રવર્તિની ઋદ્ધિનો ખ્યાલ આવી શકતો નથી તેવીજ રીતે આપણી અને પરમ યોગિઓની યોગ્યતામાં મોટો ભેદ છે

આપણે વિષયના દાસ છીયે, લાલચના પૂતળા છીયે અસ્થિરતાના કેન્દ્ર (મુખ્યસ્થાન) છીયે, થોડીવાર પણ મન સ્થિર રાખી શકતા નથી કોઈનું કઠોર વાક્ય સાંભળીને મરવા મારવાની વાતપર આવી જઈયે છીયે નજીવી ચીજ ગૂમ થઈ જાય તો મરવા જેવું થઈ જાય છે, સ્વાર્થાન્ધતાને અંગે ભાઈ અને પિતા સાથે પણ શત્રુતા ઉભી કરીયે છીયે

---

૪ "अशोकवृक्ष सुरपुष्पवृष्टिर्दिव्यध्वनिश्चामरमासनं च। भामण्डलं दुन्दुभिरातपत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणाम्॥"

૧ અશોકવૃક્ષ ૨ દેવતાઓ ફુલોની વૃષ્ટિ કરે, ૩ દિવ્યધ્વનિ ૪ દેવતાઓ ચામર ઢોળે ૫ અદ્ધર સિંહાસન ૬ ભામંડલ ૭ દેવતાઓ દુન્દુભિ વગાડે, ૮ છત્ર, આ પ્રમાણે જિનેશ્વરોને આઠ સત્ પ્રાતિહાર્ય હોય છે

પરમ યોગિઓને વિષય ખેંચી શકતા નથી, લાવણ્ય સ્પર્શ કરી શકતી નથી અને તેઓ સ્થિરતામાં સુમેરૂ સમાન ધીર હોય છે એકંદર ઉપરના સર્વ દોષોથી તે સર્વથા રહિતજ હોય છે

ખરેખર ! જ્યારે ઉચ્ચ દશા પ્રાપ્ત થાય છે, ત્યારે લોકોત્તર સ્થિતિ પ્રાપ્ત થાય તેમા કોઇપણ પ્રકારનુ આશ્ચર્ય નથીજ

સાધારણ યોગ સમાધિવાળા યોગીઓ અને ઉચ્ચ ચારિત્રપાત્ર મહાત્માઓના મહિમા દેખાય છે, તેના પરથી વિચાર કરતા અરિહંત ભગવાન જેવા પરમ યોગિઓની લોકોત્તર વિભૂતિમાં સંદેહ રાખવાનુ કંઇ કારણ રહેતુ નથી

### નિશ્ચય અને વ્યવહાર દ્રષ્ટિએ પરમેષ્ઠી

પ્ર૦ વ્યવહાર ( બાહ્ય ) અને નિશ્ચય ( આંતર ), એ બન્ને દૃષ્ટિએ અરિહંત અને સિદ્ધનુ સ્વરૂપ કેવુ હોય છે ?

ઉ૦ એ બન્નેય દૃષ્ટિએ સિદ્ધના સ્વરૂપમા કાંઇ ફેર નથી તેમને માટે જે નિશ્ચય નયની દૃષ્ટિ છે તેજ વ્યવહાર નયની દૃષ્ટિ છે, કેમકે સિદ્ધાવસ્થામા નિશ્ચય અને વ્યવહારનો ભેદજ નથી, અર્થાત્ તે બેની એકતા થઇ જાય છે

પરંતુ અરિહંતના સબંધમા તેની એકતા નથી કેમકે અરિહંત ભગવાનનો શરીર સાથે સબંધ હોય છે, તેથી તેમનું વ્યાવહારિક સ્વરૂપ બાહ્ય વિભૂતિઓની સાથે સબંધ ધરાવે છે, જ્યારે નૈશ્ચયિક સ્વરૂપ આત્મિક વિકાસ સાથે સબંધ ધરાવે છે માટે નિશ્ચય દૃષ્ટિએ સિદ્ધ અને અરિહંતનુ સ્વરૂપ સરખુ સમજવુ

પ્ર० એ બન્ને દૃષ્ટિએ આચાર્ય મહારાજ વગેરેનું સ્વરૂપ કેવું છે?

ઉ० નિશ્ચય દૃષ્ટિએ ત્રણેનું સ્વરૂપ એકજ પ્રકારનું છે, ત્રણેમાં મોક્ષમાર્ગ આરાધવાની તત્પરતા અને બાહ્ય અન્તર નિર્ગ્રંથતા વગેરે નૈશ્ચયિક અને પારમાર્થિક સ્વરૂપ સરખાં છે પરંતુ ત્રણેના વ્યાવહારિક સ્વરૂપમાં થોડો વધો બે છે આચાર્ય મહારાજની વ્યાવહારિક યોગ્યતા વધારે હોય છે કેમકે ગચ્છની વ્યવસ્થા તેમજ જૈન શાસનનો મહિમા વધારવાની જવાબદારી તેમને રાખવી પડે છે ઉપાધ્યાય મહારાજને શાસ્ત્રની બાબતમાં તૈયારી રાખવી પડે છે

નમસ્કારનું સ્વરૂપ

પ્ર० પંચ પરમેષ્ઠીનો વિચાર થયો, પરંતુ તેમને નમસ્કાર કરવાની શી જરૂર?

ઉ० ગુણો મેળવવા માટે તેઓ ગુણવાન છે ગુણવાનને નમસ્કાર કરવાથી અવશ્ય ગુણો પ્રાપ્ત થાય છે જેવું ધ્યેય તેવો ધ્યાતા પણ થાય છે દિન રાત ચોરી કરવાવાળા માણસની ભાવના તેને ચોરીમયજ બનાવે છે તેવીજ રીતે વિદ્યા અને વિદ્વાનોની ભાવના કરનાર માણસ કાઇને કોઇ વિદ્યા પ્રાપ્ત કરે છે જ

નમસ્કારનું સ્વરૂપ

પ્ર० નમસ્કાર એટલે શું?

ઉ० મોટાઓ (વડિલો-મહાપુરુષો) તરફ એવું વર્તન કરવું કે જેથી આપણી નમ્રતા અને તેઓનું બહુ માન જણાય તે નમસ્કાર

પ્ર० શું દરેક વખતે નમસ્કારનું સ્વરૂપ એકજ તરેહનું હોય છે?

ઉ૦ નહિ, નમસ્કારના દ્વૈત અને અદ્વૈત એવા બે ભેદ છે બરાબર સ્થિરતા સિદ્ધ ન કરેલી હોવાને લીધે મનમા એવો આભાસ રહે કે હુ નમસ્કાર કરનારો છુ અને અમુક મારા નમસ્કારને પાત્ર છે તેનુ નામ દ્વૈત નમસ્કાર

રાગ–દ્વેષના વિકલ્પોનો નાશ થવાથી ચિત્તની એટલી બધી અધિક સ્થિરતા હોય કે જેથી આત્મા પોતેજ પૂજ્ય અને પૂજક મમજાય, માત્ર સ્વરૂપનુજ ધ્યાન કરે તે અદ્વૈત નમસ્કાર

દ્વૈત નમસ્કાર એટલે ઉપાસ્ય અને ઉપાસકની ભેદ બુદ્ધિ અદ્વૈત નમસ્કાર એટલે ઉપાસ્ય અને ઉપાસકની એક્તા

પ્ર૦ એ બન્ને નમસ્કારમા શ્રેષ્ઠ કયો ?

ઉ૦ અદ્વૈત નમસ્કાર, કેમકે દ્વૈત નમસ્કાર અદ્વૈતનુ કારણ માત્ર છે

**નમસ્કાર કરવાનુ કારણ**

પ્ર૦ મનુષ્યની બાહ્ય પ્રવૃત્તિમા કોઈપણ અતરગ ભાવની પ્રેરણા હોય છે તો નમસ્કાર રૂપ બાહ્ય પ્રવૃત્તિમા કયો અતરનો ભાવ પ્રેરક હશે ?

ઉ૦ ભક્તિ

**ભક્તિનુ સ્વરૂપ**

પ્ર૦ ભક્તિના કેટલા ભેદ છે ?

ઉ૦ બે, એક દેવ ભક્તિ અને બીજી ગુરૂ ભક્તિ

અરિહત તેમજ સિદ્ધ ભગવાન પ્રત્યે ભક્તિ તે દેવ ભક્તિ અને આચાર્ય, ઉપાધ્યાય તથા સાધુ મહારાજ પ્રત્યે ભક્તિ તે ગુરૂ ભક્તિ

પ્ર૦ પહેલા અરિહંત ભગવાનને નમસ્કાર કર્યો, અને પછી સિદ્ધ ભગવાન વગેરેને નમસ્કાર કર્યો તેનું શું કારણ?

ઉ૦ કોઇપણ વસ્તુ બે રીતે સમજાવાય છે, એક પૂર્વાનુપૂર્વી ક્રમે અને બીજી પશ્ચાનુપૂર્વી ક્રમે

પ્રધાનની (મુખ્યની) પછી અપ્રધાનની (ગૌણની) વાત કરવી તે પૂર્વાનુપૂર્વી અને અપ્રધાન પછી પ્રધાનની વાત કરવી તે પશ્ચાનુપૂર્વી પાંચ પરમેષ્ઠીમા સિદ્ધ દરેક કરતાં પ્રધાન છે, કારણ કે સિદ્ધ અવસ્થા ચૈતન્ય શક્તિના સંપૂર્ણ વિકાસની છેવટની ચૂલિકા છે સાધુ દરેક કરતા અપ્રધાન છે, કારણ કે સાધુ અવસ્થા આત્મ વિકાસ કરવાનુ પહેલું પગથીઉં છે એટલે આ નમસ્કાર પૂર્વાનુપૂર્વી ક્રમથી કર્યો છે

પ્ર૦ જો પૂર્વાનુપૂર્વી ક્રમથી નમસ્કાર કર્યો છે એમ કહેતા હો, તો સિદ્ધની પહેલા અરિહંતને કેમ નમસ્કાર કર્યો?

ઉ૦ કર્મનાશ કરવાની અપેક્ષાએ અરિહંત કરતા સિદ્ધ શ્રેષ્ઠ છે કારણ કે અરિહંત ભગવાને ચાર ઘાતી કર્મોનો નાશ કર્યો છે જ્યારે સિદ્ધ ભગવાને ઘાતી, અઘાતી આઠેય કર્મોનો નાશ કર્યો છે કૃતકૃત્યતાની અપેક્ષાએ બન્ને સમાન છે કારણ કે આત્મવિકાસની છેલ્લી ચૂલિકાને તેઓ બન્ને પહોચેલા છે જ્યારે વ્યાવહારિક દૃષ્ટિએ સિદ્ધથી અરિહંત ભગવાન શ્રેષ્ઠ ગણી શકાય કેમકે સિદ્ધ ભગવાનના પરોક્ષ સ્વરૂપને બતાવનાર અરિહંત ભગવાન જ હોય છે આમ વ્યવહારની અપેક્ષાએ અરિહંત ભગવાનને શ્રેષ્ઠ ગણીને પ્રથમ નમસ્કાર કરવામાં આવ્યો છે

---